


ઈશ્વર પેટલીકર

૨

સર્વોપયોગી સાહિત્યશ્રેણી : ૧૭

ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ઠે. ભદ્ર પાસે અમદાવાદ અને કાળબાદેવી રોડ મુંબઈ-૨

૨૫૦૨૩

"સસ્તું સાહિત્ય" એટલે "ઊંચામાં ઊંચું સાહિત્ય"

# 'આમ સાહિત્યશ્રેણી'

જ્ઞાન–ચારિત્ર્ય–વર્ધક અને નિર્દોષ આનંદ મેળવી શકાય તેવું સાહિત્ય જૂજ કિંમતમાં પૂરું પાડવાના ઉદ્દેશથી, નાની પુસ્તિકાઓ પ્રસિદ્ધ કરવાનું શરૂ કર્યું છે. ગરીબ પણ સંસ્કારી વર્ગ પણ પોતાની ગુંજાશ પ્રમાણે નાની શી લાયબ્રેરી વસાવી શકે એવો આશય છે.

જાણીતા લેખકોને હાથે તૈયાર થયેલાં પુસ્તકોવાળી આ આખી શ્રેણી મંગાવી લેવાની અમે ભલામણ કરીએ છીએ. આ શ્રેણીમાં તમને "સસ્તામાં સસ્તું" અને "ઊંચું" સાહિત્ય મળે છે. આ શ્રેણીમાં દર મહિને નવાં ઉપયોગી પુસ્તકો પ્રસિદ્ધ થાય છે. હાલ (નવેમ્બર ૧૯૪૬ સુધીમાં) નીચે પ્રમાણે પુસ્તકો મળે છે.

| | | | |
|---|---|---|---|
| **પ્રેમપંથ**–લે૦ ગાંધીજી ... ... ... ... | ૬૪ | ૦–૩ | ૦–૧ |
| **ગીતાસંકલનઃ**–સં૦ શ્રી રમણ મહર્ષિ : બીજાં ત્રણ સંકલનો સાથે | ૫૨ | ૦–૩ | ૦–૧ |
| **ગીતા પોથી**–ભગવદ્‌ગીતાની બાળપોથી–કર્મયોગના ૧૨૫ શ્લોકો, અર્થ તથા વિસ્તૃત સમજૂતી સાથે ... | ૧૦૪ | ૦–૬ | ૦–૧ |
| **મણિરત્નમાળા**–શ્રીમત્ શંકરાચાર્યકૃત : સરળ અર્થ સાથે | ૧૬ | ૦–૧॥ | ૦–૧ |
| **જ્ઞાન અને કર્મ**–લે૦ સ્વામી અદ્વૈતાનંદ ... ... | ૭૨ | ૦–૩ | ૦–૧ |
| **આર્ય, બૌદ્ધ અને જૈન ધર્મના મૂળ સિદ્ધાંતોનો સમન્વય**–લે૦ પંડિત બહેચરદાસ દોશી ... ... | ૪૮ | ૦–૩ | ૦–૧ |
| **નારદનાં ભક્તિસૂત્રો**–મૂળ શ્લોકો, અર્થ તથા વિવેચન સાથે | ૬૪ | ૦–૩ | ૦–૧ |
| **જ્ઞાનનાં ઝરણાં**–(આવૃત્તિ ૨જી) લે૦ માધવતીર્થ : ... | ૬૪ | ૦–૩ | ૦–૧ |
| **શ્રીમદ્ ભગવદ્‌ગીતા**–(બે અધ્યાયો) મૂળ શ્લોકો તથા અર્થ સાથે | ૪૮ | ૦–૩ | ૦–૧ |
| **શ્રી રામકૃષ્ણ વાર્તાલાપ**–અનેક રસપ્રદ બોધક પ્રસંગો–ઉપદેશો | ૯૬ | ૦–૬ | ૦–૧ |
| **શ્રી રામકૃષ્ણ ઉપદેશ**–બોધદાયક ઉપદેશો ... ... | ૮૮ | ૦–૫ | ૦–૧ |
| **મનને**–(કાવ્ય) શ્રી. હેમંતકુમાર નીલકંઠ ... ... | ૪૦ | ૦–૩ | ૦–૧ |
| **કણ્ઠાભરણમ્**–મુખપાઠ કરવા યોગ્ય પ્રાર્થના-મંત્રો-અર્થ સાથે | ૬૪ | ૦–૩ | ૦–૧ |
| **ઉચ્ચ જીવન**–લે૦ ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ ... | ૫૬ | ૦–૩ | ૦–૧ |
| **ધ્યાન અને જ્ઞાન**–લે૦સ્વામી માધવતીર્થ : નવી આવૃત્તિ ... | ૪૮ | ૦–૩ | ૦–૧ |
| **ઉત્તરગીતા**–તત્ત્વબોધનો સરળ અનુવાદ : મૂળ શ્લોકો સાથે | ૬૪ | ૦–૬ | ૦–૧ |
| **સતી સાવિત્રી**–સત્યવાન ને સાવિત્રીની રોચક કથા ... | ૫૨ | ૦–૩ | ૦–૧ |
| **જેસલ ને તોરલ** તથા **જાલંધર ને ગોપીચંદ**–સ્વ. કલાપી | ૫૬ | ૦–૩ | ૦–૧ |

પટલાઈના પેચ–૫૫૦૦

"સસ્તું સાહિત્ય" એટલે "ઊંચામાં ઊંચું સાહિત્ય"

# પટલાઇના પેચ

૨

ઈશ્વર પેટલીકર

ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ઠે. ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઇ-૨



દસ આના

# નિવેદન

"સર્વોપયોગી સાહિત્યશ્રેણી"નું આ ૧૭મું પુસ્તક પ્રસિદ્ધ થાય છે.

આ સંસ્થા છેલ્લાં પાંત્રીસ વર્ષથી પોતાની શક્તિ અને વૃત્તિ અનુસાર ગુજરાતની સેવા કરી રહી છે. આજ સુધીમાં જીવનઘડતરમાં ઉપયોગી એવા લગભગ સાડાત્રણસો ગ્રંથો એણે હજારો નકલોની સંખ્યામાં ગુજરાતનાં ઘરોમાં પહોંચાડ્યા છે. ધાર્મિક સાહિત્યનું પ્રકાશન આ સંસ્થાનું પ્રધાન અંગ રહેલું હોવા છતાં તેનો વિશાળ અર્થ કરીને જીવન-વિકાસમાં પ્રેરણારૂપ થાય તેવાં જીવનચરિત્રો, આરોગ્યનાં પુસ્તકો, સમાજશિક્ષા, સ્ત્રીકેળવણી, બાલવાર્તાઓ ઇત્યાદિ સાહિત્ય પણ એણે પ્રજાને વિપુલ પ્રમાણમાં આપ્યું છે.

પરંતુ પ્રજામાં હવે એક નવો વર્ગ ઊભો થયો છે અને એની સંખ્યા આપણી રાષ્ટ્રિય જાગૃતિની સાથોસાથ વધતી જશે. આ વર્ગ ઓછું ભણેલા પ્રૌઢોનો છે. ભાષાજ્ઞાન તો એમનું બાળકો જેવું હોય છે, પરંતુ સંસારના કડવા-મીઠા અનુભવો એમને મળેલા હોય છે. આ બંને સ્થિતિનો વિચાર કરીને આ વિશાળ સમુદાય માટે નવા પ્રકારનું સાહિત્ય નિર્માણ કરવું જોઈએ. એ સાહિત્ય મોટા અક્ષરોમાં છપાયેલું, બાળકો પણ વાંચી શકે એવી સહેલી ભાષામાં અને છતાંયે જીવનમાં ઉપયોગી એવા વિષયો ઉપર પ્રકાશ ફેંકનારું હોવું ઘટે.

આ કાર્ય કોણ કરે ? ધંધાદારી પ્રકાશકો સ્વાભાવિક રીતે જ આમાં રસ ન લઈ શકે; કારણ કે આવાં પ્રકાશનમાં નફો હોય નહિ. આ કાર્ય 'સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય' જેવી પારમાર્થિક સંસ્થાએ જ કરવું જોઈએ એમ લાગવાથી આ પ્રકાશનમાળાનો અમે આરંભ કર્યો છે.

ગુજરાત જેમની સાહિત્યસેવાથી પરિચિત છે, એવા યુવાન અને પ્રતિષ્ઠિત લેખકો દ્વારા વિવિધ વિષયોનાં સુંદર, સરળ અને સચિત્ર પુસ્તકો તૈયાર કરાવવાનું સંપાદનકાર્ય કરવા અમે જીવનસ્પર્શી સાહિત્યના પ્રસિદ્ધ લેખક ભાઈ મોહનલાલ મહેતા–'સોપાન'–ને શોધ્યા; અને તેમણે તે કામ હોંશપૂર્વક અને સહર્ષ ઉપાડી લીધું, તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. આ પ્રયાસનું પરિણામ આજે અમે પ્રજા સમક્ષ મૂકીએ છીએ.

'સર્વોપયોગી સાહિત્યશ્રેણી' જેવા સૂચક નામ સાથે જોડાયેલાં પુસ્તકોની યોજના તૈયાર કરવામાં, વિષયો ગોઠવવામાં અને લેખકો પાસે લખાવવામાં એમણે જે ચીવટ અને પરિશ્રમ દાખવ્યાં છે, તેના અમે સાક્ષી છીએ. આ પવિત્ર કાર્યના તેઓ પણ યશભાગી છે.

અમુક વર્ગ માટે યોજાયલી આ ગ્રંથશ્રેણી પ્રજાના બીજા ભાગ માટે પણ લાભદાયી અને માર્ગદર્શક નીવડશે, એવા ભરોંસાથી આ સંસ્થાના કાર્યક્રમમાં આ નવો પ્રકાર શરૂ કરતાં અમને આનંદ થાય છે.

મુંબઈ, તા. ૨૦–૬–'૪૬

'સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટ'ના ટ્રસ્ટીઓ વતી
મનુ સૂબેદાર (પ્રમુખ)

# સંપાદકનું નિવેદન

'સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયે' મને જે કામ સોંપ્યું, તેનો સ્વીકાર મેં હળવે હૈયે કર્યો નથી; એટલું આરંભમાં જ જણાવી દઉં.

ઓછું ભણેલાં હજારો ભાઈ–બહેનોને જીવનને સ્પર્શતા વિષયોનું જ્ઞાન આપવાની જવાબદારી કેટલી મહાન છે, તેનું આ કાર્ય કરતાં મને સતત ભાન રહ્યું છે.

હું કેટલે અંશે એમાં સફળ થયો છું, તેનો નિર્ણય તો જાણકારો જ કરી શકે. મારે તો એટલું જ કહેવાનું છે, કે પરિશ્રમ કરવામાં મેં કચાશ રાખી નથી; ને જ્યાં જ્યાંથી સહાય મેળવી શકું, ત્યાં ત્યાંથી મેં મેળવી છે.

વિષયોની પસંદગીમાં અને તેના લેખનકાર્યમાં લેખકમિત્રોએ જે મદદ કરી છે, તે હું ભૂલી શકીશ નહિ. પ્રકાશક, સંપાદક કે લેખક આ કાર્યની મહત્તા અને પવિત્રતાને ભૂલ્યા નથી, એટલું તો પૂરી નમ્રતા સાથે પણ મારે કહેવું જોઈએ. હજારો બંધુ–ભગિની પ્રત્યેની લાગણી આ ગ્રંથશ્રેણીના લેખન–પ્રકાશનના મૂળમાં રહેલી છે.

શક્ય તેટલી કાળજી રાખીને વિષયોની પસંદગી કરી છે. આ યોજના એક જ વર્ષની કે અઢાર જ પુસ્તકોની નથી, તે લક્ષમાં રાખ્યું છે; છતાં પહેલા વર્ષમાં ય વિષયનું વૈવિધ્ય સપ્રમાણ જાળવવાનો સભાન પ્રયાસ તો કર્યો જ છે. આમ છતાં એમાં ત્રુટિઓ નહિ હોય કે નથી, એમ હું કહી શકું નહિ. લોકશિક્ષણમાં રસ ધરાવતા સજ્જનો મને તેમની સૂચનાઓ મોકલશે, તો હું આભારી થઈશ.

અંતમાં, મારે 'સસ્તું સાહિત્ય' ના ટ્રસ્ટીઓનો આભાર માનવો છે. હું જાણું છું, કે તેઓ આભારના ભારથી દૂર રહેવા ઇચ્છે છે; પરંતુ મારે સૌને જણાવવું જોઈએ, કે સદ્‌ગત ભિક્ષુ અખંડાનંદે પ્રકટાવેલા જ્ઞાનદીપકની જ્યોતને એમણે નમવા તો નથી જ દીધી; પરંતુ સતત દિવેલ પૂરીને એને પ્રજ્જવલિત રાખી છે. સહેજ આગળ વધીને કહું, તો એ જ્યોત વધુ પ્રકાશ આપી શકે, તે માટે તેઓ વૈજ્ઞાનિક પ્રયોગો પણ સતત કરતા રહે છે. આ ગ્રંથશ્રેણીના સંપાદનકાર્ય અંગે ટ્રસ્ટીમંડળના પ્રમુખ શ્રી મનુ સૂબેદારે મને સતત ઉત્સાહ અને માર્ગદર્શન આપ્યાં છે, એમ મારે કબૂલવું જ જોઈએ. એમનો સહકાર ન હોત, તો આ કાર્ય મેં થાકીને અધવચ્ચે જ છોડી દીધું હોત.

મુંબઈ,<br>
તા. ૨૦–૬–'૪૬

મોહનલાલ મહેતા

# વાર્તાઓનું લક્ષ્યબિંદુ

આપણો યુવાન વર્ગ કિશોરાવસ્થામાં હોય છે, ત્યારે સામાન્ય રીતે એને સેવા કરવાનાં સ્વપ્ન જાગે છે. યુવાનીમાં પ્રવેશ કરતાં એને તમન્ના પ્રગટે છે; તેથી પ્રેરાઈને કોઈ કોઈ યુવક શરૂશરૂમાં પોતાના વતનમાં સામાજિક કે સાર્વજનિક કાર્ય કરવાની પ્રવૃત્તિ આદરે છે. તે વખતે એને એક જ ખ્યાલ હોય છે, કે હું જોતજોતામાં બધું સીધું કરી નાખીશ.

એવા યુવકોને પોતાનું કામ કેટલું કઠિન છે, સામા પક્ષનાં મૂળ કેટલાં ઊંડાં છે અને છતાં શ્રદ્ધા, પુરુષાર્થ અને પોતાના ધ્યેય પ્રમાણેના આચરણથી એક યુવક ધારે તો ઘણું કરી શકે, તે કહેવાનો આ વાર્તાઓ પાછળ ઉદ્દેશ છે.

આ વાર્તાઓની ભૂમિકા સાચા પ્રસંગો ઉપર રચાયેલી છે. એમાં લેખક તરફથી પોતાનું જો ઉમેરાયું હોય તો મરીમસાલો.

સંવત ૧૯૯૭ના કાર્તિક અંકથી આ વાર્તાઓ 'પાટીદાર' માસિકમાં ક્રમિક પ્રસિદ્ધ થઈ, ત્યારે એને સારો આવકાર મળ્યો હતો. આજે છ વર્ષ પછી ગામડાંની સ્થિતિ ઊલટી વધુ વિકટ થઈ છે; એટલે જુવાન વર્ગને ઉપયોગી થઈ પડશે એ આશાએ 'સસ્તા સાહિત્ય' દ્વારા બહોળા પ્રચારના ધ્યેયને લક્ષમાં રાખી આ વાર્તાઓ બહાર પાડી છે.

ગામડાંમાં મુત્સદ્દીગીરી નથી કે એવી એવી કંઈ કંઈ ગણતરી-વાળાં નગરજનોને પણ ગામડાંનું કંઈક વાસ્તવિક દર્શન થશે, એ પણ એની પ્રસિદ્ધિ પાછળ લક્ષ છે.

આ લક્ષ યત્કિંચિત્ પણ સફળ થશે, તો આ પ્રકાશન સાર્થક થયું માનીશ

તા. ૧૪-૧૦-'૪૬
આણંદ

ઈશ્વર પેટલીકર

# અનુક્રમ

"સસ્તું સાહિત્ય" એટલે "ઊંચામાં ઊંચું સાહિત્ય"

# ગ્રંથોનું સૂચિપત્ર

## શાસ્ત્રગ્રંથો–મૂળ તથા અનુવાદ

| પુસ્તકનું નામ | પાન. | કિંમત. | પોસ્ટેજ |
|---|---|---|---|
| **સર્વવેદાંત–સિદ્ધાંત–સારસંગ્રહ**–શ્રીમત્ શંકરાચાર્યકૃત | ૨૨૪ | ૧–૪ | ૦–૩ |
| **બળવાન બનો!**–કર્મનો શ્રેષ્ઠ ઉપદેશ (ગુજરાતી ભાષાંતર) શ્રી. સાતવળેકરજીની ટીકા સાથે-(યજુર્વેદનો પહેલો અધ્યાય) | ૧૧૨ | ૦–૮ | ૦–૨ |
| **એકાદશ સ્કંધ**–મૂળ સહિત ગુજરાતી ભાષાંતર ... ... | ૪૭૨ | ૧–૪ | ૦–૪ |
| **વિવેકચૂડામણિ**–શંકરાચાર્ય–વિરચિત: મૂળ સહિત ભાષાંતર | ૧૬૦ | ૦–૧૨ | ૦–૨ |
| **જીવન્મુક્તિવિવેક**–મુક્તિ માટે માર્ગદર્શન આપતો પ્રાચીન ગ્રંથ | ૨૨૦ | ૧–૪ | ૦–૨ |
| **અષ્ટાવક્રગીતા**–શ્લોકો તથા સરળ અર્થ ... ... ... | ૭૨ | ૦–૮ | ૦–૧ |
| **મહાવાકય–રત્નાવલિ**–સરળ અર્થ સાથે ... ... ... | ૧૪૪ | ૦–૧૨ | ૦–૨ |
| **એકાદશ ઉપનિષદો**–મૂળ શ્લોકો સાથે સરળ ભાષાંતર... | ૪૫૨ | ૨–૮ | ૦–૫ |
| **બૃહદારણ્યક ને બીજાં સો ઉપનિષદો**–(છપાય છે: સત્વર બહાર પડશે.) | | | |
| **વિદુરનીતિ**–મૂળ શ્લોકો તથા સરળ ભાષાંતર ... ... | ૧૬૮ | ૦–૧૨ | ૦–૨ |
| **મનુસ્મૃતિ**–સરળ ભાષાંતર, મૂળ શ્લોકો સહિત ... ... | ૬૪૦ | ૩–૦ | ૦–૫ |
| **આર્યધર્મનીતિ** અને **ચાણક્યનીતિસાર**–સરળ અર્થ સાથે ચૂંટેલા ધર્મનીતિના શ્લોકો ... ... ... ... | ૨૦૮ | ૦–૮ | ૦–૨ |
| **વિષ્ણુસહસ્રનામ**–ભગવાન વિષ્ણુનાં હજાર નામો અર્થ સાથે | ૧૨૮ | ૦–૪ | ૦–૧ |

## શાસ્ત્રગ્રંથો–માત્ર અનુવાદ

| | | | |
|---|---|---|---|
| **યોગવાસિષ્ઠ મહારામાયણ**–વૈરાગ્ય, મુમુક્ષુ, ઉત્પત્તિ, સ્થિતિ, ઉપશમ ને નિર્વાણ–આ છ પ્રકરણો–ચાર દળદાર ગ્રંથો | ૧૬૦૮ | ૧૨–૦ | ૨–૦ |
| **લઘુ યોગવાસિષ્ઠ**–'બૃહદ્ યોગવાસિષ્ઠ'ના સારરૂપ ઉપયોગી ગ્રંથ | ૫૫૪ | ૨–૮ | ૦–૫ |
| **વિચાર–સાગર**–વેદાંતના દોહન–સારરૂપ તત્ત્વજ્ઞાનનું પુસ્તક | ૪૩૨ | ૨–૮ | ૦–૫ |

**શ્રીમદ્ ભાગવત**—એ ગ્રંથમાં ભાષાંતર, નવી ૧૧મી આવૃત્તિ ૧૨૪૦ ૮—૦ ૧—૬
,, ,, —ભાગ ૨જો (૮મી આવૃત્તિ) છૂટક મળશે ૬૬૭ ૩—૦ ૦—૧૦
**ભગવતી (દેવી) ભાગવત**—સરળ ભાષાંતર, મોટા અક્ષરોમાં ૯૨૮ ૬—૦ ૦—૧૪
**મહાભારતનું શાંતિપર્વ**-રાજધર્મ,આપદ્ધર્મ અને મોક્ષધર્મ,
ચાર વર્ણ તથા આશ્રમના સામાન્ય ધર્મો વગેરે ... ૮૫૬ ૭—૮ ૦—૧૪
**મહાભારત**—દળદાર ૭ ગ્રંથોમાં ... ... ૫૨૦૮ ૪૫—૦ ૬—૦

## અન્ય ધાર્મિક ગ્રંથો

**આત્મસાક્ષાત્કારની કસોટી**—સ્વામી સ્વયંજ્યોતિ તીર્થ ... ૧—૪ ૦—૨
**ધમ્મપદ**—પં૦ બેચરદાસ દોશીની ટીકા, મૂળ તથા અનુવાદ સાથે ૧૯૨ ૧—૦ ૦—૨
**આત્મરામાયણ**—રામાયણનાં પાત્રોના લાક્ષણિક અર્થો દ્વારા
તત્ત્વજ્ઞાન સમજાવતું અધ્યાત્મ વિષયનું સરળ પુસ્તક ૧૪૦ ૦—૧૨ ૦—૨
**પરમાનંદની પ્રાપ્તિ**—શુદ્ધાદ્વૈત મતથી બ્રહ્મનું નિરૂપણ રસિક
વાતચીતરૂપે : વૈષ્ણવો માટે ખાસ ઉપયોગી... ... ૨૬૪ ૧—૮ ૦—૪
**પરમ સુખી થવાના ઉપાય**—શ્રીમન્નથુરામ શર્માકૃત ... ૩૩૬ ૨—૦ ૦—૪
**પ્રભુમય જીવનનું રહસ્ય**—મહાપુરુષોનાં ઉપદેશ-ભજનો ૬૦ ૧૬૮ ૧—૦ ૦—૨
**વિવેકાનંદસાર**—વિવેકાનંદના સમગ્ર ઉપદેશોના સારરૂપ ૨૬૪ ૨—૦ ૦—૪
**સ્વરૂપવિચાર**—ગુરુ-શિષ્યના સંવાદરૂપે ... ... ... ૧૦૪ ૦—૧૦ ૦—૨
**તુકારામગાથા**—એ ગ્રંથમાં-ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય-પ્રેરક
૪૧૪૧ મરાઠી અભંગોનું સરળ ભાષાંતર ... ... ૧૮૪૦ ૬—૦ ૦—૧૫
**સ્વામી રામતીર્થના સદુપદેશો**—આત્મકૃપા, બ્રહ્મચર્ય,
રાષ્ટ્રીય ધર્મ, આત્મસાક્ષાત્કારનો વિધિ, પ્રારબ્ધ નહિ પણ
પુરુષાર્થ, યજ્ઞનું રહસ્ય, આનંદ, જીવતો કોણ છે ?
ઇત્યાદિ બાબતો સમજાવતા

**વ્યાખ્યાનો ઇત્યાદિ**—(ગ્રંથ ૧લા રૂપે) આવૃત્તિ ૫મી ૫૬૪ ૨—૮ ૦—૬
**સદુપદેશો ઇત્યાદિ**—(ગ્રંથ ૩જા રૂપે) ... ... ૫૨૦ ૨—૮ ૦—૫

**સ્વામી વિવેકાનંદના ઉપદેશો**—ધર્મ એટલે શું ? ભક્તિનું ખરું
સ્વરૂપ, વેદાંતનું કાર્ય, ભરતખંડનું ભવિષ્ય, આપણું કર્તવ્ય,
પુનર્જન્મ, ભક્તિયોગ, મૂર્તિપૂજા, પ્રભુપ્રેરિત વાતો, પત્રો ઇ.

| | | | |
|---|---|---|---|
| **સદુપદેશો**–આવૃત્તિ ૨જી (ભાગ ૪-૫ રૂપે) ... | ૬૦૦ | ૨–૪ | ૦–૬ |
| **ભક્તિયોગ**–આવૃત્તિ ૨જી (ભાગ ૮મા રૂપે) ... | ૩૮૪ | ૧–૮ | ૦–૪ |
| **પાતંજલયોગ અને જ્ઞાનયોગ**–(ભાગ ૧૦–૧૧મા રૂપે) | ૫૬૦ | ૨–૦ | ૦–૫ |
| **પાતંજલ યોગસૂત્ર**–ભગવાન પતંજલિનાં યોગસૂત્રો, અર્થ તથા સ્વામી વિવેકાનંદના વિવેચન સાથે ... | ૧૬૨ | ૧–૦ | ૦–૩ |
| **જ્ઞાનયોગ**–આત્મા, વ્યાવહારિક વેદાંત, કલ્યાણનો પંથ, યાજ્ઞવલ્કય અને મૈત્રેયી ઉપર વિવેકાનંદે આપેલાં વ્યાખ્યાનો | ૨૩૬ | ૦–૧૨ | ૦–૨ |
| **રાજયોગ**–સાધન, પ્રાણ, પ્રાણનું આધ્યાત્મિક રૂપ, પ્રાણનો સંયમ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ ઇત્યાદિ (સ્વામી વિવેકાનંદજીએ કરેલી ટીકા સાથે) ... | ૧૩૬ | ૦–૧૨ | ૦–૨ |
| **આખ્યાનમાળા**–ગ્રંથ ૧લો–સ્વર્ગસ્થ અનંતપ્રસાદકૃત: ધ્રુવ, અંબરીષ,શબરી,નરસિંહ,મીરાંબાઈ ઇ૦નાં ૧૯ આખ્યાનો | ૭૦૮ | ૩–૦ | ૦–૭ |
| **આખ્યાનમાળા**–ગ્રંથ ૨જો–સ્વર્ગસ્થ અનંતપ્રસાદકૃત: કુંવરબાઈનું મામેરું, નામદેવ, તુકારામ ને વિઠોબા, ભીષ્મપિતામહ ઇત્યાદિ ૨૪ આખ્યાનો ... ... | ૭૨૦ | ૩–૦ | ૦–૬ |
| **વૈદિક વિનય**–ખંડ ૧–૨–૩: રોજિંદા સ્વાધ્યાય માટે ચૂંટેલા ૩૬૦ વેદમંત્રો: ભાષાંતર–વિવરણ સહિત ... | ૮૪૦ | ૩–૧૨ | ૦–૮ |
| **ઉપદેશસારસંગ્રહ**–ઋષિવર તિરુવલ્લુવરના વેદતુલ્ય ઉપદેશો | ૩૮૪ | ૧–૮ | ૦–૪ |
| **સુબોધરત્નાકર**–ધર્મનીતિપ્રેરક ૧૦૫ ટૂંકાં દૃષ્ટાંતો ... | ૩૦૦ | ૧–૮ | ૦–૪ |
| **વિભુની વાટે** ને **રામાયણની રત્નપ્રભા**–ગુરુ-શિષ્યના ઉપદેશાત્મક સંવાદ ને રામાયણ તથા આધુનિક યુગની તુલના | ૧૬૪ | ૦–૪ | ૦–૨ |

## સ્વ૦ પઢિયારકૃત પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| **સ્વર્ગનું વિમાન**–ભક્તિનો મહિમા સમજાવતા ૩૨૫ દાખલા | ૩૭૨ | ૨–૦ | ૦–૪ |
| **સ્વર્ગની કૂંચી**–સદ્વર્તન રાખતાં શીખવનારું બોધદાયક પુસ્તક | ૩૭૨ | ૨–૦ | ૦–૪ |
| **સ્વર્ગનો ખજાનો**–ભક્તિમાર્ગની ત્રીજી ચોપડી, દૃષ્ટાંતો સાથે | ૩૧૨ | ૨–૦ | ૦–૪ |
| **સ્વર્ગનો પ્રકાશ**–જ્ઞાન અને પરમાર્થનો સંબંધ તથા ... પાગલ હરનાથની જાણવા લાયક વાતો ... ... | ૩૩૬ | ૨–૦ | ૦–૪ |
| **સ્વર્ગની જિંદગી**–કંગાલ મનોદશાને માટે ભોમિયારૂપે ... | ૩૦૦ | ૨–૦ | ૦–૪ |

**સ્વર્ગનો આનંદ**–ભક્તિ ને તેના પ્રકારોની સમજ આપતું પુસ્તક ૩૬૦ ૨–૦ ૦–૪
**સ્વર્ગની સીડી**–મોક્ષમાર્ગ પ્રાપ્ત કરવાનાં ૧૨ પગથિયાં .. ૩૬૦ ૨–૦ ૦–૪
**સ્વર્ગની સડક**–સ્વર્ગનો ટૂંકો ને સરળ રસ્તો બતાવતું પુસ્તક ૪૬૮ ૨–૦ ૦–૫
**સંસારમાં સ્વર્ગ**–સંસારને સ્વર્ગરૂપ બનાવવા આ પુસ્તક વાંચો ૩૪૮ ૨–૦ ૦–૪
**સાચું સ્વર્ગ**–ભક્તિ ને જ્ઞાનવિષયક સાદી વાતો: દૃષ્ટાંતો સાથે ૪૬૨ ૨–૦ ૦–૫

## રામાયણ

**ગિરધરકૃત રામાયણ**–કવિ ગિરધરદાસની હસ્તપ્રત ઉપરથી ૭૬૨ ૪–૮ ૦–૧૦.
**માનસ રામાયણ**–બે ભાગમાં, દોહા–ચોપાઈ બાળબોધ લિપિ
અને ભાષાંતર ગુજરાતીમાં, ૩૦ ચિત્રો સાથે ... ૧૪૦૦ ૭–૦ ૧–૪
**તુલસીકૃત રામાયણ**–ગુજરાતી લિપિમાં, ૩૬ ચિત્રો સાથે ૧૪૩૨ ૭–૮ ૧–૫
" " –ભાગ ૨જો–આવૃત્તિ ૭મી ... ૬૪૦ ૩–૦ ૦–૧૧
**વાલ્મીકિ રામાયણ**–નવી આવૃત્તિ સત્વર છપાશે.
" " –ભાગ ૨જો (આવૃત્તિ ૩જી) છૂટક મળશે. ૭૬૪ ૩–૦ ૦–૧૨

## ભગવદ્ગીતા

**પુરુષાર્થબોધિની ગીતા**–(ત્રણ ગ્રંથોમાં) મૂળ શ્લોકો, પદચ્છેદ,
અર્થ અને **પંડિત સાતવલેકરજી**ની વિસ્તૃત ટીકા સાથે ૧૦૭૪ ૧૧–૦ ૧–૨
**જ્ઞાનસત્ર ગીતા**–ગીતાના મૂળ શ્લોકો, પદચ્છેદ ને શબ્દાર્થ ૩૬૮ ૧–૪ ૦–૪
" " **ગુજરાતી લિપિમાં** ગીતાના શ્લોકો, પદચ્છેદ
તથા શબ્દાર્થ સાથે ... ... ૩૬૮ ૧–૪ ૦–૪
**શ્રીમદ્ ભગવદ્ગીતા**–મોટા અક્ષર, ગુજરાતી સરલાર્થ સહિત ૨૪૮ ૦–૧૨ ૦–૩
**શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા**–જ્ઞાનેશ્વર મહારાજે રચેલી
**'ભાવાર્થદીપિકા'** નામની સરળ ને ભાવવાહી
દૃષ્ટાંતોથી ભરપૂર ટીકા આપેલી છે. આવૃત્તિ ૭મી : ૮૮૮ ૪–૦ ૦–૮
**શ્રીમદ્ ભગવદ્ગીતા**–એક બાજુ શ્લોક ને બીજી બાજુ ભાષાંતર-
વાળી, ગુટકો કદ ૩॥×૫॥, બૉર્ડપટ્ટીનાં પૂઠાં ... ૪૮૦ ૦–૮ ૦–૩

| | | | |
|---|---|---|---|
| **શ્રીમદ્ ભગવદ્ગીતા**—માત્ર ગુજરાતી ભાષાંતર—કદ ૩।=×૫: | ૨૮૮ | ૦–૪ | ૦–૧ |
| (માત્ર સંસ્કૃત પાઠ કરનારાઓ માટે ખાસ ઉપયોગી) | | | |
| **मूळ मूळ भगवद्गीता**—મોટા અક્ષર | ૨૧૨ | ૦–૧૦ | ૦–૨ |
| ,, ,, મધ્યમ અક્ષર | ૨૦૦ | ૦–૫ | ૦–૧ |
| **मूळ मूळ पंचरत्न भगवद्गीता** : મોટા અક્ષર : પાન | ૧૧૨ | ૦–૧૪ | ૦–૨ |
| ,, ,, મધ્યમ અક્ષર : પાન | ૩૩૨ | ૦–૮ | ૦–૨ |
| ,, ,, લઘુ અક્ષર | ૨૦૦ | ૦–૫ | ૦–૧ |

## જીવનચરિત્રો

| | | | |
|---|---|---|---|
| **સ્વામી સહજાનંદ**—ચરિત્ર તથા ઉપદેશો ... ... | ૩૩૬ | ૧-૮ | ૦-૪ |
| **સાઈબાબા**—શિરડીના સુપ્રસિદ્ધ મહાત્માનું વિસ્તૃત ચરિત્ર | ૪૩૬ | ૩–૦ | ૦–૫ |
| **ચૈતન્યમહાપ્રભુ**—ત્રણ ગ્રંથોમાં, વિસ્તૃત ચરિત્ર (સચિત્ર) | ૧૫૯૬ | ૬–૮ | ૦–૧૫ |
| **જ્ઞાનેશ્વર મહારાજ** અને **મહાત્મા એકનાથ**—બે ચરિત્રો | ૫૦૪ | ૨–૮ | ૦–૫ |
| **રામકૃષ્ણ પરમહંસ**—પ્રેરણાદાયી અદ્ભુત ચરિત્ર... ... | ૬૦૮ | ૨–૮ | ૦–૫ |
| **સ્વામી વિવેકાનંદ**—જીવનના પ્રસંગો આલેખતું વિસ્તૃત ચરિત્ર | ૭૮૪ | ૩–૦ | ૦–૭ |
| **સ્વામી રામતીર્થ**—વિસ્તૃત ચરિત્ર, વેદાંતના ઉપદેશો સાથે | ૬૭૨ | ૩–૦ | ૦–૭ |
| **સંત તુકારામ**—મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ સંતનું વિસ્તૃત ચરિત્ર | ૬૪૮ | ૨–૮ | ૦–૬ |
| **સ્વામીશ્રી બ્રહ્માનંદ** ને **શિવાનંદનાં ચરિત્રો**... ... | ૪૨૪ | ૧–૬ | ૦–૪ |
| **શ્રીરામચંદ્ર દત્ત** ને **નાગમહાશયનાં ચરિત્રો**... ... | ૩૩૬ | ૧–૦ | ૦–૩ |
| **મ૦ સરયૂદાસજી, ભૂધરભક્ત** ને **જાનકીદાસજી**નાં ચરિત્રો | ૨૫૬ | ૦–૧૦ | ૦–૩ |
| **ભક્તચરિત્ર**—નાભાકૃત ભક્તમાળમાં નહિ આવેલાં ૨૯ ભક્તોનાં પ્રેરણાદાયી ચરિત્રો (આવૃત્તિ ૨જી) ... ... | ૫૨૮ | ૨–૮ | ૦–૫ |
| **આદર્શ ચરિત્રસંગ્રહ**—ભાગ ૨જો—દેશપરદેશના સંતમહાત્માઓ, ઋષિમુનિઓ તથા વીર પુરુષોનાં ૭૦ ટૂંકાં ચરિત્રો | ૬૨૪ | ૨–૮ | ૦–૭ |
| **ભારતના વીરપુરુષો**—ઐતિહાસિક ૪૦ વીર પુરુષોનાં ચરિત્રો | ૩૩૬ | ૧–૪ | ૦–૪ |
| **વીર દુર્ગાદાસ** અથવા **મારુ સરદારો**—મારવાડના રાજપૂત યુગના નરકેસરીનું વીરત્વભર્યું વૃત્તાંત ... ... | ૩૦૪ | ૧–૦ | ૦–૩ |
| **મુસ્લિમ મહાત્માઓ**—૯૬ મુસ્લિમ સૂફી સંતોનાં ચરિત્રો | ૭૫૬ | ૨–૪ | ૦–૭ |

## સંત-વાણી

| | | | |
|---|---|---|---|
| **કર્મગાથા**–કર્મની શ્રેષ્ઠ ભાવના સૂચવતો કાવ્યસંગ્રહ ... | ૨૪૮ | ૧–૦ | ૦–૩ |
| **પરિચિત પદસંગ્રહ**–૧૧૨ ભક્તોનાં ૬૯૭ ભજનોનો સંગ્રહ | ૪૦૦ | ૧–૧૨ | ૦–૪ |
| **મીરાં** અને **નરસિંહ**–( સંપાદક: ન્યાયમૂર્તિ હરસિદ્ધભાઈ દિવેટિયા ) પસંદ કરેલાં ૧૯૩ ભજનો તથા પદો ... | ૧૦૪ | ૦–૧૨ | ૦–૨ |
| **અખાની વાણી**–અઘરા શબ્દોના અર્થ તથા સુધારાવધારા સાથે | ૫૦૪ | ૩–૦ | ૦–૬ |
| **દીવાને સાગર**–જીવનસાફલ્યનો ઉલ્લાસ આપતો ગઝલસંગ્રહ | ૪૮૦ | ૪–૮ | ૦–૫ |
| **ભજનસાગર**–જુદાજુદા ભક્તોનાં ૯૩૧ ઉત્તમ ભજનોનો સંગ્રહ | ૬૮૮ | ૨–૮ | ૦–૬ |
| **પ્રીતમદાસની વાણી**–ધોળ, છપ્પા, કક્કા, મહિના ઇ. નો સંગ્રહ | ૫૬૦ | ૨–૮ | ૦–૪ |
| **तुकाम्हणे**–પસંદ કરેલા અભંગો, મરાઠીમાં ... ... | ૧૨૦ | ૦–૫ | ૦–૨ |

## સ્ત્રી તથા બાળોપયોગી સાહિત્ય

| | | | |
|---|---|---|---|
| **સ્ત્રીઓના વિવિધ પ્રશ્નો**–સ્ત્રીઓની કેળવણી, વારસાહક્ક, ગામડાની સ્ત્રીઓનો પ્રશ્ન, કાર્યક્ષેત્ર, શારીરિક સંપત્તિ, ગૃહઉદ્યોગ તથા સ્ત્રીઓની ફરજ ઇત્યાદિ અનેક વિષયો | ૨૬૪ | ૧–૮ | ૦–૪ |
| **કલ્યાણમયી**–સ્ત્રી ઉપયોગી વાર્તા પુસ્તક (બીજી આવૃત્તિ) | ૨૨૪ | ૧–૦ | ૦–૩ |
| **શ્રીશારદામણિદેવી**–(ચરિત્ર) લે૦ આનંદ ચૈતન્ય | ૧૦૪ | ૦–૮ | ૦–૨ |
| **ટૂંકી વાર્તાઓ**–ગ્રંથ ૧લો–સામાજિક નિર્દોષ ટૂંકી ૬૬ વાર્તાઓ | ૫૮૮ | ૨–૮ | ૦–૬ |
| ,, ,, –ગ્રંથ ૨જો–કુટુંબ માટે ઉપયોગી ૫૭ વાર્તાઓ | ૫૭૬ | ૨–૮ | ૦–૬ |
| ,, ,, –ગ્રંથ ૫મો–સ્ત્રી-પુરુષો માટે જરૂરી ૫૬ વાર્તાઓ | ૪૦૮ | ૨–૮ | ૦–૪ |
| ,, ,, –ગ્રંથ ૬ઠ્ઠો–સર્વ માટે ઉપકારક ૮૬ વાર્તાઓ | ૭૨૦ | ૨–૮ | ૦–૬ |
| **ભારતની દેવીઓ**–ગ્રંથ ૧લો-પ્રાચીન યુગની ૧૧૩ સતીનાં ચરિત્રો | ૭૩૨ | ૩–૦ | ૦–૬ |
| ,, ,, –ગ્રંથ ૨જો–મધ્યયુગનાં ઐતિહાસિક ૨૪૯ ચરિત્રો | ૭૩૨ | ૩–૦ | ૦–૭ |
| ,, ,, –ગ્રંથ ૩જો–મધ્યયુગ ને અર્વાચીન ૧૬૬ ચરિત્રો | ૮૦૪ | ૩–૦ | ૦–૭ |
| **બાલભારત**–(સચિત્ર) ખાસ બાળોપયોગી સંક્ષિપ્ત મહાભારત | ૨૮૮ | ૧–૮ | ૦–૪ |
| **બિરબલ** અને **બીજા**–લે૦ જ્યોતીન્દ્ર હ૦ દવે : : બાદશાહ અને બિરબલની તથા બીજી રમૂજી વાતોનો સંગ્રહ ... | ૨૮૦ | ૧–૮ | ૦–૩ |
| **બાળસદ્‌બોધ**–વાર્તાઓરૂપે ધાર્મિક શિક્ષણ ... ... | ૧૨૦ | ૦–૪ | ૦–૧ |

| | | | |
|---|---|---|---|
| **સદ્ગુણી બાળકો**–લે. સ્વ૦ નારાયણ હેમચંદ્ર : સાહસ, શૌર્ય અને પરોપકારવૃત્તિ જેવા સદ્ગુણો પ્રેરતું પુસ્તક ... | ૧૩૬ | ૦–૮ | ૦–૨ |
| **ભારતીય નીતિકથાઓ**–મહાભારતમાંની પર બોધક વાતો (છપાય છે.) | | | |
| **સુબોધક નીતિકથા**–સ્વ૦ બિરબલકૃત: ૧૫૨ બોધપ્રદ વાતો | ૨૩૨ | ૦–૮ | ૦–૨ |
| **બાળકોની વાતો**–ભાગ ૧લો : બોધપ્રદ ૨૧ વાતો ... | ૮૪ | ૦–૬ | ૦–૨ |
| ,, ,, –ભાગ ૨જો : બોધપ્રદ ૬૧ લેખોનો સંગ્રહ | ૨૬૪ | ૦–૮ | ૦–૩ |

## પ્રકીર્ણ સાહિત્ય

| | | | |
|---|---|---|---|
| **સ્વામીશ્રી અખંડાનંદજીના પત્રો**–૮૫ બોધદાયક પત્રો | ૨૪૮ | ૧–૪ | ૦–૨ |
| **સુવર્ણયુગ**–લેખક કનૈયાલાલ મુનશી ... ... ... | ૯૨ | ૦–૮ | ૦–૨ |
| **આત્મનિરીક્ષણ** અને **સંકલ્પ**–લે૦ રમણલાલ વ૦ દેસાઈ સ્વસુધારણાની પ્રેરણા આપતું પુસ્તક : બીજી આવૃત્તિ | ૧૬૮ | ૧–૦ | ૦–૨ |
| **સાહિત્યપ્રારંભિકા**–લે. હિમ્મતલાલ ગણેશજી અંજારિયા | ૧૪૪ | ૧–૦ | ૦–૨ |
| **ગુજરાતની ગઝલો**–દી. બ. કૃષ્ણલાલ ઝવેરી–સંપાદિત જુદીજુદી ૮૯ ઉત્તમ ગઝલોનો સંગ્રહ ... | ૧૮૦ | ૧–૦ | ૦–૨ |
| **કચ્છની લોકવાર્તા**–શ્રી. ડુંગરશી ધરમશી સંપટકૃત રાજપૂતયુગની કચ્છ દેશની ઐતિહાસિક ઘટનાઓ ... | ૩૫૪ | ૨–૦ | ૦–૪ |

## ચેતના અને પ્રેરણા

| | | | |
|---|---|---|---|
| **અંતરની વ્યથા**–લે૦ 'સોપાન' :: ૫ આત્મકથાઓ | ૧૯૨ | ૧–૪ | ૦–૩ |
| **સુબોધકથાસાગર**–બોધદાયક ૫૦૫ દૃષ્ટાંતોનો સંગ્રહ ... | ૪૬૪ | ૨–૦ | ૦·૫ |
| **આગળ ધસો**–('પુશિંગ ટુ ધી ફ્રન્ટ'નું ભાષાંતર: આ૦ ૩જી) | ૪૬૮ | ૨–૮ | ૦–૫ |
| **સુખી જીવનનાં સાધન**–આનંદી જીવન માટે ઉત્સાહપ્રેરક | ૩૧૨ | ૧–૮ | ૦–૪ |
| **આદર્શ દૃષ્ટાંતમાળા**–ભાગ ૧લો બોધક ૪૨૪ ટૂંકાં દૃષ્ટાંતો | ૪૩૨ | ૨–૦ | ૦–૪ |
| ,, ,, –ભાગ ૨જો-બોધક ૩૯૫ ટૂંકાં દૃષ્ટાંતો | ૪૯૬ | ૨–૦ | ૦–૫ |
| **કતલખાનું**–શ્રમજીવીઓનાં દુઃખ તથા ધનિકોની નિર્દયતા દર્શાવતી નવલકથા ( અપ્ટન સિંકલેરકૃત ) ... ... | ૬૯૬ | ૩–૦ | ૦–૬ |

**શુભસંગ્રહ**–(ભા. ૨) દવાઓ ને ઉપયોગી માહિતી, ૧૪૮ લેખો ૫૪૪ ૨ ૮ ૦ ૫
,, –(ભા. ૯) ,, ,, ,, ૧૬૫ લેખો ૭૩૬ ૨–૮ ૦–૬
**સુબોધપુષ્પવાટિકા**–શેખસાદીકૃત આ પુસ્તકમાં રાજનીતિ, ત્યાગીની રહેણીકરણી, મૌનનો મહિમા, શિક્ષણનું ફળ ઇ૦ છે. ૧૩૬ ૦–૫ ૦–૨

## આરોગ્ય અને વૈદક

**ખોરાકના ગુણદોષ**–લેખક: ડૉ. રસિકલાલ જે. પરીખ: આયુર્વેદ પદ્ધતિથી આપણા રોજના ખોરાક માટે માર્ગદર્શન આપતું પુસ્તક–સુધારાવધારા સાથે નવી આવૃત્તિ ૧૦૦ ૦–૧૦ ૦–૨

**ઔષધિ કલ્પલતા**–જડ ને હઠીલા રોગો ઉપર જુદીજુદી સાદી ૪૩ ઔષધિઓના સેવન વિષે સમજૂતી આપતું પુસ્તક ૧૧૨ ૦–૧૨ ૦–૨

**આર્યભિષક્** અથવા **હિંદુસ્તાનનો વૈદ્યરાજ**–અનેક વનસ્પતિઓનાં ગુણદોષ ને ઉપયોગ તેમ જ રોગો: તેમનાં લક્ષણ ને કારણ તથા ઉપચારોનો મહાન ગ્રંથ ૮૩૨ ૬–૦ ૦–૧૩

**આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન**–લે૦ ગાંધીજી :: શરીરરચના, હવા, પાણી, ખોરાક, કસરત, કપડાં, પાણીના તથા માટીના ઉપચાર, ગર્ભવેળા સ્ત્રી–પુરુષનું કર્તવ્ય વગેરે બાબતો ૧૨૮ ૦–૮ ૦–૨

**વૈદક સંબંધી વિચારો**–ભાગ ૧લો : ઉપયોગી ૧૬૩ લેખો ૬૮૪ ૨–૦ ૦–૭
,, ,, –ભાગ ૨જો : ઉપયોગી ૧૨૮ લેખો ૪૩૨ ૧–૧૨ ૦–૫

**આયુર્વેદ નિબંધમાળા**–ભાગ ૧લો તથા ૨જો (વૈદ્ય તિલકચંદ તારાચંદકૃત ) આયુર્વેદ ચિકિત્સાપદ્ધતિએ અનેક રોગ, તેમનાં લક્ષણ, કારણ ને સચોટ ઉપચારો સમજાવતો ગ્રંથ. ૧૧૫૨ ૪–૪ ૦–૧૦

# સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ભદ્ર પાસે, પોસ્ટ બોક્સ નં. ૫૦, **અમદાવાદ** અને
કાલબાદેવી રોડ, હાથી બીલ્ડિંગ, ત્રીજે માળે, **મુંબઈ–૨**

# ૧ : ગામનું કામ

ગામનું ભાંજઘડિયું મંડળ ભેગું થયું હતું. ગામને પાંચસો રૂપિયાની જરૂર હતી; જો કે નરેન્દ્રના મંડળ સિવાય બીજાઓને તેમાં જરૂરિયાત જેવું બિલકુલ લાગતું નહિ.

"ગામ બંધાયે કેટલીયે પેઢીઓ થઈ ગઈ; છતાં તળાવને આરા વગર ચાલ્યું અને હવે નહિ ચાલે?" આગળથી થયેલી ગોઠવણ પ્રમાણે વલ્લભભાઈએ કહ્યું. રાયસંગે એને ટેકો આપ્યો: "એ તો પૈસા હોય તો બધું ય; નહિ તો લાકડાની બે છાટો નાખી એટલે એ આરો."

જે બોલે તેમાં ટેકો જ આપવાનું સમજેલા ધરમભાઈ બોલ્યા: "બીજાં ગામોમાં એ બધું થાય છે, ત્યાં ઓછી આપણી પેઠે પૈપૈ ભેગી કરવાની છે? એક જણ રકમ આપી દે એટલે પત્યું!"

છોટાભાઈ જો કે અત્યારે મુખીપદ ઉપરથી ફારેગ થયા હતા; છતાં ગામમાં એમનું વર્ચસ્વ તેમ જ મુખીની અટક કાયમ હતાં; અને એ ય તમે માનતા હો તો ભલે, કે સરકારે એમની પાસેથી પટલાઈ એમને નાલાયક ઠેરવી લઈ લીધી; નહિ તો અત્યારે ય વાત નીકળે ત્યારે એ તો કહે

છે: " અમથી મેં પટલાઈ મૂકી દીધી હશે? મળવાની ધૂળ ને ગોઠામણનો પાર નહિ." નરેન્દ્ર સાથે ભૂતકાળમાં બોલવાનો ય સંબંધ જે નહોતા રાખતા, તે હવે ભૂતકાળ ભૂલી ગયા હોય તેવો વ્યવહાર રાખતા. એમણે છેવટે પોતાનો અભિપ્રાય આપ્યો : " એ તો આપણે બધું ય સમજીએ છીએ, કે આ ગામમાં કશું થાય એવું નથી; નહિ તો હમણાં બધા ઘરદીઠ રૂપિયો-રૂપિયો આપે, તો ય સહેજમાં પાંચસો રૂપિયા ભેગા થઈ જાય. કોની સ્થિતિ આપે તેવી નથી? પણ આ તો જ્યારે હોય ત્યારે પાંચ દશ ભેગા થતા હોય તેમની ઉપર જ ભાર! નહિ તો મારી આખી જિંદગી કોર્ટ-કચેરીમાં ગઈ; છતાં સરકારમાંથી પૈસા ખેંચી લાવ્યા વગર રહું? આ ધરમપરાનો કૂવો, રાજૂપરાનો ખડિયાટ અને નાયરનો લાકડાનો પૂલ, મેં જ નડિયાદના ચુનીભાઈ દેસાઈની ચિઠ્ઠીથી મંજૂર કરાવ્યાં હતાં; પણ આ તો આપવાનું થાય, એટલે વેગળા બેસે; એમ કામ થતાં હશે?" આમ ગામના દરેક કામ વખતે દરેક ઘરને સરખી સ્થિતિમાં મૂકી, પોતાના જેવા સારી સ્થિતિવાળા માણસને વધારે ભાર લેવા વખત ન આવે, તેની બરાબર કાળજી એ મુખી રાખતા હતા.

નરેન્દ્રે કહ્યું : "ભઠ્ઠીના રૂપિયા કેટલા આવે છે?"

છોટાભાઈએ જવાબ આપ્યો : "ભઠ્ઠીના રૂપિયા તે કેટલા પહોંચે? હવન કરવો હોય તો ય ભઠ્ઠી, નાગડા આવ્યા

હોય તો ય ભલી, પરબ માંડવી હોય તો ય ભલી! ગામેળા વખતે કસૂંબો કરવો હોય તો ય ભલી! મલ્લને જ દશ રૂપિયા કેટલું યે કહ્યું ત્યારે રામચરણે આપ્યા અને પછી એણે કહ્યું : 'મારી પાસે હવે ગામની સિલક નથી. મારા જ ઊલટા ગામ પાસે સો–બસો રૂપિયા નીકળતા હશે."

નરેન્દ્રે કહ્યું : "પણ નાગડા ને મલ્લને અપાવો છો શું કામ?"

છોટાભાઈ મીઠું હસી બોલ્યા : "સાંભળ્યું, જેઠાભાઈ! નરેન્દ્ર તો જાણે છે કે આપણને આપવાનો ભાવ થતો હશે."

જેઠાભાઈ: "આપણે તે શું મરીએ? ગામમાં અમે જ નવરા, એટલે જ્યારે હોય ત્યારે હડીએ ચઢીએ. ખેતરમાં જતો હતો, ત્યાંથી બે નાગડા મને ઊંચકી લઈ ગયા....."

"તમે તો જાણે રસ્તામાં હડીએ ચડ્યા, પણ હું તો ત્રીજે માળ ચઢીને સૂતો હતો, ત્યાંથી ખોળી કાઢ્યો." છોટાભાઈએ કહ્યું.

રાયસંગે કહ્યું: "તમે આવ્યા તે પહેલાં મહંતને બે વાર પગે લાગ્યો, કે ગામની સો રૂપિયા આપવાની સ્થિતિ નથી."

"ત્રીસ રૂપિયા ને પાકું સીધું છેવટે કબૂલ કર્યું, ત્યારે જ મને તો ખાવા ય ઊઠવા દીધો." ગેમલે કહ્યું.

મૂળ વસ્તુને મુદ્દા ઉપર લાવતાં ચુનીભાઈએ પૂછ્યું: "એમ પાંચસો રૂપિયા વરસમાં કંઈ વપરાઈ જતા હશે?

આજે પંદર વરસથી ભઠ્ઠીનો ઈજારો અપાય છે. સારાં વરસોમાં તો સાતસો રૂપિયા આવતા હતા; છતાં એનો હિસાબ જ કોણ જાણે છે ?"

એ જવાબને ઉડાવી મૂકતાં છોટાભાઈ બોલ્યા: "તમે હજુ ગામનાં કામ કર્યાં નથી, એટલે ઊજળું-ઊજળું દેખ્યા કરો છો; અનુભવ થશે ત્યારે ખબર પડશે. હું તો કે' દહાડાનો કહું છું, કે મને તમે ગામના કામમાં બોલાવશો જ નહિ; તમે જે કરશો તે આપણે કબૂલ છે."

નરેન્દ્રે જણાવ્યું : "પાંચસોને અભાવે તો સરકારના હજાર જતા રહેશે."

ચુનીભાઈ: 'રૂપિયા શું ખૂએ? ગમે તેમ કરી ભરવાના.'

છોટાભાઈ : "આપણે તો ગામમાં સારું થતું હોય, તે જોવા હમેશ રાજી છીએ; પણ હવે આપણાથી કામ થતું નથી. ઘર દીઠ, ભાગ દીઠ, ગમે તે રીતે ભેગા કરવાનું કહેતા હો તો ય કબૂલ છે." એમને તો બે વાત સાચવવી હતી: એક તો સ્થિતિ પ્રમાણે ટીપમાં ન ભરવું અને બીજું ભઠ્ઠીમાંથી પૈસા ન જવા જોઈએ, જેથી પોતાના ખિસ્સામાં આવતા અટકી ન પડે. છેવટે ભલે કામ ન થવાનું હોય તો ન થાય, પણ વિરોધીઓએ આણેલી દરખાસ્ત ઊડી જતી હોય, તો એ તેથી ય રાજી હતા; પણ પોતે એનું કારણ ન દેખાય એ ધ્યાન રાખતા.

એમનો ભત્રીજો ગણપત બોલ્યો: "ભાગ દીઠ જ રાખો ને."

નરેન્દ્ર: "ભાગની જવાબદારી કોણ લે?"

છોટાભાઈ: "દરેક ભાગના અહીં છે, તે પોતપોતાના ભાગના માથે રાખે. રાયસંગ એમના વાંટાનું, તારાચંદ મહાજનનું ને ગેમલ એમના પાડિયાનું માથે રાખે."

ગોરધને હિસાબ કરી નાખ્યો: "મહાજનના બે ભાગ, એટલે દરેક ભાગને પચાસ–પચાસ રૂપિયા આવે."

"એ જ બરાબર છે. લો, હું તો ગાડીએ જવું છે એટલે ઊઠીશ." એમ બોલીને છોટાભાઈ ઊઠ્યા.

રૂપિયા ક્યારે ભેગા કરવા અને તેમ ન બને તો શી વ્યવસ્થા કરવી, તેનો કંઈ વિચાર કર્યા વગર બધા ચાલતા થયા. અંતરના ઉમળકા વગરની સભાઓમાં બીજું શું પરિણામ આવે?

ગામમાં આ યોજના જાહેર થઈ, એટલે ચર્ચા જામી. જે ભાગમાં થોડાં ઘર હતાં, એ ભાગના લોકો કહેતા: 'અમારા ભાગમાં ઘર પાંચ એટલે અમે દશ–દશ આપીએ અને બીજાઓને ભાગ તો બે–બે જ આવે, ખરું ને?'

'આવું તે હોતું હશે! ઘરદીઠ ઉઘરાવે તો જ આપીશું.'

કોઈ કહેતું: 'તમે નહિ આપો, પણ તમારા ભાગના રણછોડે માથે રાખ્યા, એટલે એને તો આપવા જ પડશે ને?'

'એ તો બધું કબૂલ કરીને આવે; અમે ક્યારે કહ્યું હતું ?'

રણછોડ: 'ભાગવાળા ન આપે, તો હું ઓછો ઘરમાંથી આપવાનો હતો?'

ત્યાં વળી વાંઢા બીજું જ કહેતા: 'અમારે એવા પૈસા આપવાના નથી. અમારાં બૈરાં આવે, ત્યારે ના ધોવા દેશો, જાઓ.'

વાંટામાં વળી જુદી જ વાત થતી હતી:

એક: 'ગામના કામમાં આપણને વળી ક્યારે કોઈ પૂછે છે ?'

બીજો: 'ખાવાનું હોય ત્યારે નહિ, પણ આપવાનું હોય ત્યારે આગળ!'

ત્રીજો: 'આ રાયસંગ એવા તે જાય; આપણે જવાની શી જરૂર!'

ચોથો: 'છો ને ગયા, આપણે આપવા હોય ત્યારે ને?'

રાયસંગ હુક્કાનો દમ લેતાં બોલ્યા: 'અમથા અકળાઓ છો. તમારા કહ્યા વગર જ એનું નામ કંઈ નહિ; કોઈયે આપવાનું નથી.'

ગેમલ બારૈયાના પાડિયાના લોકો ત્રીજું જ બોલતા હતા: 'ભઠ્ઠીમાંથી લઈને રૂપિયા આપ્યા હોત તો?'

'એમાંથી પાંચસો આપી દે, ત્યારે આખું વરસ એમને પાવા જોઈએ તે?'

'કશું ય કોઈથી અજાણ્યું નથી. પેલા ખૈડિયામાં, આપણા ઘરમાં ખાવા બાવટો ય નહોતો ત્યારે ગેમલના ઘરમાં ચોખા ઓરાતા!'

'ભઠ્ઠીમાંથી એ બધું આવતું હતું, એ કંઈ આપણે નથી જાણતા?'

'પણ રામચરણે ય જાણે છે, કે આખું પાડિયું એનું માને છે, એટલે એનું મોં ભાગ્યું એટલે બસ; નહિ તો આપણા પાંચ શેર દૂધના ત્રણ આના કરાંજીને આપે છે અને એની વહુને જે આપે છે, તે જોયા વગર મૂઠી વાળી અમસ્તી ઘેર આવતી હશે?'

'એ તો બધું અત્યારે ને? એ હોય ત્યારે બોલાય છે?'

'હું તો આ વખત ચોખ્ખું ના કહેવાનો છું.'

પાંચ દિવસ થયા છતાં એનું કંઈ પરિણામ ન આવ્યું. રૂપિયા ભરવાની મુદત હવે દશ જ દિવસ બાકી હતી. નરેન્દ્ર ફરીથી બધાને ભેગા કરવા મથવા લાગ્યો. બે દિવસે બધા તો નહિ, પણ ઘણાખરા ભેગા થયા.

પ્રથમની યોજના નિષ્ફળ ગઈ હતી, એટલે ફરી દરેકની નજર ભઠ્ઠી તરફ ગઈ. રામચરણને બોલાવ્યો. એણે કહ્યું: 'હજુ મારા નહિ નહિ તો ય ગામ પાસે સો–સવાસો રૂપિયા નીકળતા હશે; છતાં નવા વરસના પાંચસો રૂપિયા આપવામાં મને વાંધો નથી; પણ પછી આખા વરસ સુધી

એક પાઈ નહિ આપું.' એમ કહી એણે એક પછી એક છોટાભાઈ, રાયસંગ, ગેમલ તરફ દૃષ્ટિ કરી; જાણે કહેતો ન હોય, કે પછી ખિસ્સામાં મૂકવાના ખોળશો તે નહિ મળે!

છોટાભાઈના મુત્સદ્દી મગજે એની નોંધ લઈ કંઈ ઘાટ ઘડવાનો વિચાર કર્યો હોય તેમ કહ્યું: 'સારું, અમે વિચાર કરીને કહીશું.' અને રામચરણ ઊઠીને વિદાય થયો, એટલે એ બોલી ઊઠ્યા: 'ગામને કાલ ઊઠીને બીજા કામમાં પૈસા જોઈએ અને ન આપે તે ચાલે? બસ, આ સાલ એને ઇજારો આપવો જ નથી.'

વીરાભાઈ ઊકળી ઊઠ્યા: 'ગામમાં બીજો દુધારો ઘાલ્યા વગર એને ખબર નહિ પડે.'

રાયસંગ: 'આપણને એના વગર બીજો ક્યાં સૂઝે છે? નહિ તો આજુબાજુનાં ગામો કરતાં અહીં એકાદ આનો ભાવ ઓછો જ હોય છે.'

છોટાભાઈ: 'અદેસરની ડેરીવાળો મને બે વરસથી ભાઈબાપા કર્યા કરે છે. પહેલી સાલ તો, ભલો હોય તો પગપેસારો કરવા, પાંચસોને બદલે સાતસો આપે; છતાં મારા મનને જાણે જૂના માણસને કોણ કાઢે?'

ગેમલ: 'એ તો જૂની જળોની માફક ગામનું લોહી પી ધરાઈ ગયો છે, એટલે એને બહુ ગરજ નથી.'

ભીખાભાઈ: 'આપણને ય એની શી પડી છે? ઘાલોને એ ડેરીવાળાને, એટલે એને ય ખબર પડે.'

નરેન્દ્ર આ બધી ચર્ચા વગર બોલ્યે સાંભળતો હતો, એટલે છોટાભાઈ બોલ્યાઃ 'જોયું આ ગામનું કામ? છે કશાનું ઠેકાણું? એ તો સારું છે, કે બીજો આપણી પાસે તૈયાર છે; નહિ તો એના ઉપર બેઠા હોઈએ, તો બધું માર્યું જ જાય ને?'

નરેન્દ્ર તો સમજતો હતો, કે ઇજારાની રકમ લીધા પછી એ મુદત દરમિયાન કેવી રીતે બીજી માગણી થઈ શકે? છતાં એણે છોટાભાઈના પ્રશ્નનો કંઈ જવાબ ન આપ્યો.

છેવટે બીજે દિવસે અદેસરની ડેરીવાળાને દૂધનો ઇજારો આપવા જવાની વ્યવસ્થા કરી મંડળ વીખરાયું.

× × ×

રાત્રે નવેક વાગે દૂધની તપેલી લઈ ગેમલ ઘેરથી નીકળ્યો, ત્યારે ભવાને પૂછ્યું: 'કેમ, ગેમલકાકા! આટલું મોડું?'

ગેમલ દૂધની તપેલી સ્થિર કરી બોલ્યો: "બીજું શું? ભાંજગડિયાનાં છોકરાં ભૂખે મરે, તે આનું નામ! નહિ પેલા સુધારો કરવા નીકળ્યા છે? તેમણે આરાનું તૂત ઊભું કર્યું છે, તે એમની ભાંજગડમાં આખો દહાડો ગયો. છેક સાંજ પડી એટલે ખેતરમાં આંટો મારવા ગયો, તેથી મોડું થયું. જરા ખાધું અને હુક્કો પીતો હતો, ત્યારે 'એ' કહેઃ 'હજુ દૂધ રેડવા જવાનું બાકી છે.' એટલે થયું,

લાવને જીવ, હું જ આપી આવું." ગુનેગાર ન્યાયાધીશ આગળ નિર્દોષતાનું નિવેદન કરે, તેમ ગેમલે સવિસ્તર હકીકત કહી.

ગેમલ ગયો ત્યારે રામચરણ વધેલું પરચૂરણ ગણી, હિસાબ મેળવી કોથળીમાં મૂકવા જતો હતો. બે જણે હમણાં જ દૂધ રેડ્યું હતું, તેના પૈસા તેઓ ગણતા હતા. ગેમલે 'હાશ' કરી બીડી ફૂંકવા માંડી, ત્યાં તો પૈસાને ખિસ્સામાં મૂકી પેલા બે જણ ચાલ્યા ગયા. ગેમલને જોઈતી વસ્તુ–એકાંત–મળી ગઈ.

એણે મૂળ વાત શરૂ કરીઃ 'જુઓ, રામચરણ! પછી તમે અમારો વાંક કાઢશો. કહેશે કહ્યું નહોતું!'

રામચરણ થયેલો ઠરાવ જાણતો હતો. એણે કહ્યું: "રૂપિયા અગાઉ આપી દઉં, પછી બીજા ક્યાંથી આપું?" ગેમલઃ "જુઓ, આપણો સંબંધ આજ નવો નથી; છતાં તમે અમને ય બાજુએ મૂકો, એટલે બીજો શો ઉપાય?"

રામચરણ ગામમાંથી પગ કાઢવા ખુશી ન હતો. તેણે ફેરવી તોળ્યું: "તમારું કોઈ દિવસ ભૂલ્યો છું? હું તો ગામની વાત કરતો હતો."

ગેમલઃ "ગામની ક્યાં વાત છે? એ તો ત્યાં તમે અમારી તરફ તાકીને કહ્યું, કે પછી મારાથી એક પાઈ નહિ અપાય."

રામચરણ લુચ્ચું હાસ્ય મોં ઉપર લાવી બોલ્યો : “તમે ય ભલા માણસ છે ને! તમારું તો હું ક્યાં નથી જાણતો ?”

ગામડામાં ટેલીફોન નથી, છતાં ટેલીફોન કરી કોઈએ બોલાવ્યા હોય, તેમ રાતના સાડાદશ વાગ્યે છોટાભાઈ મુખી પથારીમાંથી બેઠા થયા. ગામડાના રસ્તાઓ ઉપર ભાગ્યે તે વખતે અવરજવર હોય છે; છતાં તેમણે અગમચેતી વાપરી હાથમાં પાણી ભરેલો લોટો લીધો. થોડેક ગયા, ત્યાં ખેતરમાંથી આંટો મારી પાછો આવતો મોહન મળ્યો.

એણે પૂછ્યું: ‘કેમ છોટાકાકા! આમ અત્યારે?’

પેટમાં ચૂંક આવતી હોય તેમ મોં કટાણું કરી એ બોલ્યા: ‘મૂળે શરીર વાયડું; તેમાં કંઈ શાકનું ઠેકાણું ન પડ્યું, એટલે વાલ કર્યાં હતા. બપોરે બે દાણા ખાધા, ત્યારથી પેટમાં ગુડગુડ થયા કરે છે.’

અને ચારે બાજુ નજર કરી રસ્તા ઉપર આવેલી ભડીમાં એમણે ઝડપથી પ્રવેશ કર્યો. જાણે રસ્તે જતાં ઇરાદા વગર આવ્યા હોય તેમ બોલ્યા: ‘હજુ જાગો છો કે શું?’

પછી તો એમણે ગામના મુત્સદ્દીને છાજે તેમ વાત શરૂ કરી: ‘અમને તો તમે નહિ તો બીજો, અમારાથી ફાયદો થતો હશે તો આપ્યા વગર નહિ રહે. આટલા

વરસથી હિસાબ નથી જોયો તે લોકો જ્યારે જ્યારે વાત કરે છે, ત્યારે ત્યારે અમારે જ સમજાવવા પડે છે. તમે અમારો ધસારો વેઠતા હશો, પણ એથી તમને ફાયદો નથી, એમ માનો છો? બીજો વધારે આપવા તૈયાર હોવા છતાં એને નથી આપતા, તે શું અમસ્તું? એ તો જાણે નવાનવાને ભાંજગડમાં ભેળવવા, તેના કરતાં આપણે જૂનો સંબંધ છે તે શો ખોટો?'

દૂરદૂરનો મુલક મૂકી અહીં કમાવા આવેલો રામચરણ કંઈ એમનાથી ગાંજ્યો જાય એવો ન હતો. એણે કહ્યું: "આજકાલ કરતાં મને અહીં આવ્યાં પંદર વર્ષ થયાં. હું તમારો ક્યાં ભોમિયો નથી? તમારી વાત ઓછી મારી જાણબહાર છે?"

છોટાભાઈ: "હું તમને ક્યાં નથી ઓળખતો? પચાસ વધારે ધસાવા વખત આવે, તો ય તમે ક્યાં ના પાડો એવા છો? પણ આ તો અમારે ય લોકોને દેખાડવું પડેને, કે ગમે તેને ઇજારો આપો, એની અમને લેવાદેવા નથી?"

છોટાભાઈના મુત્સદ્દી મગજે ખ્યાલ કરી લીધો હતો, કે દર સાલ તો જે રૂપિયા ખિસ્સામાં પડતા હતા, તે ઇજારાની મૂળ રકમમાંથી જ આવતા; પરંતુ આ સાલ બધા રૂપિયા આપી દીધા પછી એ હાથ મૂકવા ન દે, તો એક વર્ષ સુધી તો કંઈ બોલી ન શકાય; માટે એનો ય સાથેસાથે

ઘાટ ઉતારી દેવો જોઈએ.

એટલે લોટામાંનું પાણી ત્યાં ઢોળી, રામચરણની કોથળીમાંથી નીકળેલી પચાસની પાંચ નોટોમાંથી એક ગેમલના ગજવામાં મૂકી એ ઊભા થયા ને બોલ્યાઃ "લો, હવે હું તો જઈશ?"

બંને ગયા એટલે રામચરણ બબડયોઃ "બેટાઓ! તમે તમારે રાજી થાઓ ને; મારે તમારા નહિ ને તમારા ભાઈઓના જ લૂંટીને આપવાના છે ને?"

બીજે દિવસે નરેન્દ્રે પૂછ્યું: "છોટાકાકા, જવાનું શું કર્યું?" ગઈ કાલે ઊકળી ગયેલા છોટાભાઈ હસતાં–હસતાં આજ જુદું જ બોલ્યાઃ "એમ કોઈના પેટ ઉપર પાટુ મરાય છે! એને પૂછીએ, છતાં ન માને તો ફરી એ તો છેસ્તો!"

અને એ દહાડે ગઈ કાલની શરત પ્રમાણે જ આરાના પાંચસો રૂપિયા ભક્રીના ઇજારામાંથી લઈ સરકારમાં ભર્યા.

ચુનીભાઈના મગજે આ મુત્સદ્દીગીરી પારખી હતી; છતાં એને એટલો સંતોષ હતો, કે પંદર વર્ષથી ભક્રીના ઇજારાની રકમના થતા દુર્વ્યયમાંથી એક વર્ષની રકમ તો બચાવી છે. આવતે વર્ષે વળી જોયું જશે.

અને આટલું ય ગામનું કામ થયાનો એને હર્ષ હતો.

# ૨ : પિંડનો દેનાર

રેવા વાત કરવાનો બહુ લાગ શોધતી, પણ હીરા એની સાથે પડછાયાની માફક હોય, એટલે એનો ગજ વાગતો નહિ; પણ પેલી નફ્ફરખંદી જોજણે હીરાનો ઘડો પાણીમાં ડૂબે તે પહેલાં હેલાળો મારી પોતાનો ઘડો પાણીમાંથી બહાર ખેંચ્યો અને એના છાંટા હીરાના ઘડાને ઊડ્યા. ઘડો સોળવાયો, એટલે એના ગુના માટે હીરાએ થોડાં બોધવચનો(!) સંભળાવ્યાં, ત્યાં સુધી તો દરેક સ્ત્રી ઊભી રહી હતી. પણ બદલે બીજો ઘડો આપવાના નિકાલ પછી સૌ ચાલવા લાગ્યાં, સાથે રેવા અને હીરા ચાલ્યાં. પણ હજુ બાકી હોય તેમ હીરા ઊભી રહી, મોં ફેરવી જોજણને બાકી રહ્યું હોય, તેમ એકાદ વાક્ય વધુ કહેવા ગઈ, ત્યાં સુધીમાં બહુ દિવસથી શોધતી હતી એ ક્ષણિક લાગ રેવાને મળી ગયો.

રેવાએ ધીમેથી બીતી હોય તેમ કહ્યું : 'વીણાબેન! જરા નરેન્દ્રભાઈને કહેજો, કે એમને બે વાનાં કહે. બે આંખે.......' અને હીરાએ પગ ઉપાડ્યો એટલે ચાંપ દાબતાં વીજળીનો દીવો આપોઆપ બંધ થઈ જાય તેમ એની જીભ બંધ થઈ ગઈ.

એ વખતે હીરા હતી એટલે કોઈ કંઈ બોલ્યું નહિ. પણ ઘેરથી આવતી વખતે ચંપાએ પૂછયુંઃ 'વીણા! અલી એ શું કહેતી હતી?'

સૂરજ વચ્ચે બોલી: 'શું કહેવાનું છે એ બિચારીને! એનું દુઃખ રતો.'

ચંચળ: 'ઓછી ધાક છે એની? ચુડેલ વળગી હોય તેમ પાછળ પડી છે.'

ચંપા: 'એણે કહ્યું ત્યારે તો એને આણી; અને હવે એ શું કામ આમ કરતી હશે?'

વીણા: 'જોગીદાસે તો સમજવું જોઈએ ને?'

ચંચળ: "પણ એનું એ વાંઝિયા પાડા આગળ ચાલે ત્યારે ને?"

મીઠી: "પણ છેક આવું!"

ચંચળ સ્ત્રીસમાજમાં જાહેરખબરની ગરજ સારે તેવી હતી. એ ગામની નવાજૂની જાણતી, એટલું જ નહિ પણ ખરાખોટાની ખાત્રી કરવાની દરકાર કર્યા વગર રસ લાવવા થોડું મીઠુંમરચું છાંટી એનો રસ બીજાને પણ ચખાડતી. બદનક્ષીના ગુનાનો આરોપ મૂકી કોઈ એને ઝગડાની કોર્ટમાં ખેંચે તો ગાળાગાળીના કાયદાકાનૂનથી સામાને હરાવે નહિ, તો ય હાર તો કબૂલ ન જ કરે. એટલે બીજાં સારાસારનો વિચાર કરવા જતાં, કે તકરારના

ભયથી જે ન કહી શકતાં, તે ચંચળ કહેતી.

એટલે એણે આ બાબતમાં મળેલી વિશ્વાસપાત્ર હકીકત રજૂ કરી: "બીજું બધું દુઃખ તો જાણે વેઠાય, કામ કરાવે તો જાણે એમ સમજીએ કે ઘરમાં બીજું કોઈ કરનાર નથી. ખોટાં–ખોટાં ખૂધરાં કાઢી ટકટકારો કરે, તો જાણે ઘરમાં એક ગાંડું છે એમ મનાય; પણ આજ નહિ નહિ, તો ય છ–આઠ મહિના થયા રેવાને આણ્યાં છતાં એ પાડો એમને ભેગાં થવા દેતો નથી."

"શરૂશરૂમાં તો રેવા અકળાતી ત્યારે કહેતી: 'આમ કરવું હતું, તો મને આણી શું કરવા?"

"પણ એ રાંડ શું કહેતી એ જાણો છો? 'તને કંઈ અહીં ભોગ ભોગવવા નથી આણી.'"

"મારા જેવી હોય તો એને ખબર પાડે, પણ એ બિચારી ભૂખની મારી કાઠિયાવાડમાંથી અહીં આવી, ત્યાં એનું શું ચાલે?" અને એને એકાએક કંઈ યાદ આવ્યું હોય, તેમ વાત કરતી અટકી ગઈ. પછી બોલી: "હું ય રાંડ ભૂલકણી છું ને? ચૂલે શાક મૂક્યું છે તે તો ભૂલી જ ગઈ." અને શાક બળ્યું છે કે નહિ તેની ખાત્રી કરતી હોય તેમ નાક ફુલાવતી, ઉતાવળી, વાત પડતી મૂકી, એ ચાલતી થઈ.

હીરાનું મૂળ સાસરું તો કાઠિયાવાડમાં ભીમપરા; પણ ત્યાં એ ત્રણ વર્ષ રહી એટલામાં તો એ જીવન પૂરું

થયું. રેલમાં ગામ ડુબાડૂબ થતું હતું, ત્યારે એનો ધણી સડકનું નાળું તોડવા ગયો. નાળું તો તૂટ્યું, પણ સાથે-સાથે એના જીવનને ય તોડતું ગયું. એ તણાઈ ગયો, તેનો પત્તો જ ખાધો નહિ. તે વખતે હીરા અઢારેક વર્ષની હતી.

જોગીદાસે ય આ જ વર્ષે રંડાયો હતો. ઘરમાં કોઈ નાનું-મોટું નહિ, એટલે એને વહેલામાં વહેલી તકે રાંધનારી લાવ્યા વિના છૂટકો ન હતો. પરણવું હોય તો એને કન્યા મળે નહિ, એમ તો નહોતું; પણ એની પાસે જે પાંચ–દશ વીઘાં જમીન હતી, એ તો છેવટ છોડવી પડે. અને પરણવાનો મોહ જતો કરી એના જેવી કોઈ ઘરભંગ શોધી કાઢે તો મિલકતે ય રહે ને રોટલાનું દુઃખે ય ટળે, અને એને ક્યાં કુંવારે નાતરું કરવું હતું એટલે ખોડ આવવાની હતી? નાતમાં બે–ત્રણ ભથ્થું રિવાજ હતો. અને એથી એ મૂળ નાતના એટલા વર્ગ પડી ગયા હતા. મૂળે તો બધા નાતરાં કરવામાં બાધ નહોતા માનતા, પણ ધીરેધીરે પ્રગતિ થતાંથતાં અત્યારની ઉન્નતિ થઈ હતી. જેમને કન્યા મળવાની સગવડ હતી, તેઓએ પુનર્લગ્ન છોડ્યું હતું અને જૂના રિવાજને વળગી રહેનારને એ પોતાનાથી નીચા માનતા. એથી ઊતરતો જથો, જેને એકાદ વખત પરાણે પરણવાનું મળતું; પણ બીજા વખતની તો આશા જ ન હતી ને કુંવારે નાતરું કરવું એ નીચ વરણનું કામ માનતા, પણ બીજી વખતે કરે તો ખોટું

માનતા નહિ; પણ એમની બેન–દીકરીઓને તો પુનર્લગ્નનો રસ્તો બંધ હતો. એમની દષ્ટિથી ય નીચો વળ હજુ એક હતો, જે કુંવારે નાતરું કરે; એટલું જ નહિ, પણ બેન-દીકરીઓને ય વળાવે.

જોગીદાસ વચલા વળનો હતો. એને બીજો વખત નાતરું કર્યામાં વાંધો ન હતો; છતાં એની બે–પાંચ પેઢીમાં એ પ્રસંગ બન્યો ન હોવાથી એ ઊંચો ગણાતો. ઘરનું કોઈ સલાહકાર ન હોવાથી એણે કુટુંબીઓની સલાહ માગી.

શી સલાહ આપવી તેનો વિચાર એની ગેરહાજરીમાં કુટુંબીજનો કરવા લાગ્યાં.

મૂળજીભાઈ: "કરવા દો ને લગન! છો ને પાંચદશ વીધાં જમીન છે તે સાફ થઈ જતી."

શંભુભાઈ: "આપણા કરતાં બે કચૂકા વધારે હતા એમાં તો એનો બાપ ભાઈએ ભાઈમાં કેટલો મોટો થઈ બેસતો! માટે એ તો એ જ."

ભઈજી: "એને આજે પૈસાનું જ માન મળે છે ને? આપણા ભાગમાં આપણે બધા એના કરતાં મોટા નથી? એ તો આજકાલનો, છતાં ગામના કામમાં સૌ એને પૂછે છે; પણ એણે કોઈ દિવસ એમ કહ્યું છે, કે ભાગમાં મોટા તો ભઈજીકાકા છે માટે એમને બોલાવો? માટે હું તો કહું છું, એને ય ખબર પડવા દો ને, કે પૈસા તો આજ છે ને કાલ નથી."

અત્યાર સુધી પોતાના મગજમાં બરાબર ઘાટ ગોઠવતા વેણીભાઈ બોલ્યા: "તમે કહો છો એ બધું એક બાજુનું છે. નાતમાં એનો બાપ કેમ છાતી કાઢી બેસતો, એ ખબર છે? એ કહેતો: 'મારી પાંચ પેઢીમાં નાતરું થયું નથી.' એ તો કોઈની સ્થિતિ નરમ હોય, એટલે નાતરું કરવું ય પડે; પણ એથી કંઈ ઓછો એ ભાઈ મટી જાય છે? માટે હું તો કહું છું, છો ને નાતરું કરતો. પૈસા હશે તો કોઈ દહાડો આપણને ય ખપ લાગશે."

છેવટે બધા હિતેચ્છુ કુટુંબીજનોએ એક થઈ સલાહ આપી: "જો જોગીદાસ, તારે કંઈ કુંવારે નાતરું કરવાનું નથી કે ખોડ આવે; અત્યારે કન્યાવાળો નહિ નહિ તો ય હજાર–પંદરસો વગર હા નહિ પાડે. બીજું ખર્ચ થાય તે જુદું! એટલે આંકડો બે–અઢી સુધી જાય. ત્યારે અમારું કહ્યું માનીને એ બધું જવા દે. કોઈ તારા જેવી નાની ઉંમરની મળે તો ખોળી કાઢ. પછી તો ભાઈ, તારી મરજી."

જોગીદાસે હીરા સાથે પુનર્લગ્ન કર્યું, તેમાં તો એને બેવડો લાભ થયો. ખર્ચ બચ્યું તો બચ્યું અને વળી હીરાના બાપને પાછળ પ્રજા ન હોવાથી બે–ત્રણ હજારની મિલકત મળવાની હતી.

હીરાને બાવીસ વર્ષ થયાં, ત્યાં સુધી તો કોઈને શંકા પણ ન આવી, કે એને પ્રજા નહિ થાય, પણ તેવીસ, ચોવીસ ને પચીસમું બેઠું, ત્યાં તો દરેક સ્ત્રી એક જ

ભવિષ્ય ભાખતીઃ "થઈ રહ્યું હવે. છ–સાત વર્ષ તો અહીં આવ્યે થઈ ગયાં, એ તે કંઈ ઢાંક્યું રહેતું હશે?"

હીરા ય કંઈ આટલા વખત સુધી હાથ ઝાલીને બેસી નહોતી રહી. જે આવે તે મહારાજને એ હાથ બતાવવાનું ચૂકી નહોતી. વળી આજના મહારાજ કરતાં ગરોડા મોટાં શાસ્ત્રો ભણેલા હોય છે, એમ એ જાણતી હતી; એટલે એમને અડાય તો નહિ, પણ પાસે બેસી હાથ બતાવ્યાનું બાકી રાખ્યું નહોતું. નવાઈની વાત તો એ હતી, કે કોઈએ હજુ એને એમ નહોતું કહ્યું, કે પ્રજા નહિ થાય; પણ ઊલટું જે હોય તે હસીને લગભગ આવો જ જવાબ આપતાઃ "બા! મોટાં નસીબદાર છો! વિસ્તાર તો છે, પણ મોટી ઉંમરે દેખાય છે. તમારી કૂખે રતન જેવો દીકરો પાકશે; પણ.... તમને રાહુની દશા નડે છે. મોટી વાત તો નથી કહેતો, પણ કોઈ બ્રાહ્મણ પાસે પચીસ હજાર જપ કરાવો. પછી જો બહેરા જોષીને ન સંભારો તો જોષ જોવા મૂકી દઉં! ને તમારી મરજી હશે, તો હું જ જપ કરી આપીશ."

એક–બે વખત તો મહારાજ સારું ખાટી ગયેલા. પણ પછી તો પાકા સીધાથી વધારે ન મળતું.

રોગ ન મટે તો કોઈ એકને એક દાક્તરની દવા આેછું કર્યાં કરે છે? એમ હીરા નર્યા જોષ ઉપર આધાર ન રાખતાં ભૂવાઓ પાસે ય પહોંચી ગઈ હતી. એને ત્યાં વસરામ ભૂવે આવી દાણા નાખ્યા. ગણતરી કરી અને ભૂલ આવતી હોય,

તેમ બે–ત્રણ વખત ભેગા કરી ગણી જોયા ને છેવટે ડોકું ધુણાવી એ બોલ્યોઃ "એમ એ ગમે તેમ છટકે, પણ હું શાનો છટકવા દઉં? ગમે તેવું ઝોડઝપટ તો શું, પણ મોટો ઝંડ હોય તો ય પકડી પાડું!"

ભાવિક ભક્તની શ્રદ્ધાથી હીરાએ પૂછ્યું, "કેમ કંઈ આવ્યું?"

"ન આવે તો જાય ક્યાં?"

"શું?"

"હું કહીશ તો ય તમે નહિ માનો."

હીરા ઢીલી થઈ બોલીઃ "મને તમારામાં પૂરેપૂરી આસ્થા છે. તમારું કહ્યું નહિ માનું તો કોનું માનીશ?"

વિશ્રામઃ "તમારા પહેલા ઘરવાળો અવગતિયો થયો છે."

"હેં!" જાણે વીજળી પડી હોય તેમ હીરા ચમકી.

વિશ્રામ વધુ ચમકાવતો હોય તેમ બોલ્યોઃ "મેં એને બહુ સમજાવ્યો, પણ એ કહે છે, કે મારો વેલો કપાઈ ગયો ને એનો વેલો ચાલવા દઉં?"

હીરાએ શંકા બતાવીઃ "પણ મને એ કોઈ દહાડો સ્વપ્નામાં ય નથી આવ્યા."

વિશ્રામઃ "એ જ ખૂબી છે ને! એમ દેખા દે, તો તમે કાઢ્યા વગર રહો? ને હું ન હોઉં તો મરને બીજા દશ ભૂવા આવે, જો શોધી કાઢે તો!"

હીરાઃ "પણ હવે તેનો કંઈ ઉપાય?"

"વિશ્રામ ભૂવો હોય ત્યાં ઉપાયના તોટા શા ? મારો વિચાર તો એને શીશામાં ઉતારવાનો હતો, પણ એ બહુ કરગર્યો, મને કહેઃ 'હવે હું આડે નહિ આવું, પણ મરતી વખતે મારો જીવ એનામાં રહી ગયો છે, એટલે હવે ક્યાં જાઉં ? મને ગોખલામાં બેસાડી વરસમાં એક વખત ખાવા આપશે તો ય બસ.' ગમે તેવો તો ય એ તમારા ઘરવાળો છે, એટલે એને ગોખલામાં બેસાડો. માતાનો રથ કાઢી, હવન કરાવો. પચીસ–ત્રીસથી વધારે ખર્ચ નથી. પછી ખુશીની ચોરાશી જમાડો, તો ય નસીબદાર છો!"

આ ઉપાય પણ નિષ્ફળ ગયો, ત્યારે એનું હૃદય બહુ અધીરું થઈ ગયું. ડૂબતો માણસ જેમ તણખલું પકડી બચવાનો વ્યર્થ પ્રયત્ન કરે, તેમ એ જે કોઈ વાત કરે, તે અજમાવી જોતી.

જમાલ પીંજારાની વહુએ–નૂરીએ એને કહ્યું: "હીરાબા, મારી ભોજાઈને પણ તમારી પેઠે પચીસ વરસ થયાં, ત્યાં સુધી સારો દહાડો ન આવ્યો. પછી મારા ભાઈએ કમાલશા પીરની બાધા રાખી. વાંઝિયાંને છોકરાંવાળાં કરનાર એ પીર કહેવાય છે. નર્યા મુસલમાન જ નહિ; પણ તમારા લોક પણ બાધા લેવા આવે છે. મારી ભોજાઈને બીજે જ મહિને સારો દહાડો દેખાયો. આજ તો છોકરો બે વરસનો છે."

કૃષ્ણભક્તિના બહાના નીચે આવતી રાસલીલામાં ભાગ લઈ આવેલી એકાદ બાઈ કહેતી: 'જન્માષ્ટમી ઉપર પુરુષોત્તમ ભગવાન રાસલીલા કરશે. એ વખતે જો એમની નજર પડે, તો સારો દહાડો જરૂર આવ્યા વગર ન રહે.'

ત્યારે કોઈ વળી નવી જ વાત કરતું: 'હિમાલયના એક મહાત્માએ અદ્‌ભુત જાતની સોપારી કહે છે કે લાલ કફનીવાળા બાવાને આપી છે. જેને જે જે મનકામના હોય, તે તે એ ખાવાથી પૂરી થાય. સોપારી તો એક જ છે; પણ કાતરી–કાતરી દરેકને આપે છે તો ય ખૂટતી જ નથી. મારું કહ્યું માનીને એ કરી જુઓ. આપણી નજીક બે ગાઉ દૂર અદેસરમાં જ મહારાજનો મુકામ છે.'

સ્વાર્થી મનુષ્ય શું નથી કરતો? હીરા લગભગ એકે ય સૂચનાનો અમલ કર્યા વગર નહિ રહી હોય; પણ એમ કરતાં હીરાને ત્રીસ વર્ષ પૂરાં થયાં. હવે જોગીદાસનું મન ઢચુપચુ થતું હતું.

સરખેસરખા સલાહ આપતા: 'ભગવાનના પુણ્ય-પ્રતાપે બે ટકા છે, ત્યારે કંઈ બારણું બંધ થઈ જવા દેવાય?'

જોગીદાસને ય જો કે ભાવ તો હતો, પણ એને ખબર હતી, કે હીરા એ વાત જાણે તો શું ને શું કરી નાખે; એટલે એ મનનો ભાવ જણાવતો નહિ.

પણ ચેંચેંપેંચેં એ વાત હીરા સુધી પહોંચી, ત્યારે ભડકો થયો.

'લાવે તો ખરા. મારા ઘરમાં આવનારી કઈ છે? આ બધું મારા પ્રતાપે. મારા બાપનું ન આવ્યું હોત, તો એમના ઘરમાં શું હતું? ને મારે પૈસે મારી ઉપર શોક લાવે તેવા ના જોયા હોય તો એ! આ કાલે ભોગીભાઈ ફળિયામાં વાત કરતા હતા, કે કોલાપુરના રાજા મરી ગયા, તેની પાછળ કુંવર નથી એટલે દત્તક લેવાનો છે. એના કરતાં આપણે કંઈ મોટાં લખેશરી તો નથી? ને છોકરાં કરમમાં નહિ હોય તો બીજી આવીને શું કરવાની હતી? વાલિયાને ત્રણ છોકરા છે, પણ એકે ય સંઘરતો નથી, તે એ ઓશિયાળો થઈ છોડીને ઘેર જઈ પડ્યો! એના કરતાં છોકરા ન હોય તે ય શું ખોટું? સો વાતની એક વાત—મારા ઘરમાં હું કોઈને પેસવા દેવાની નથી. નહિ તો મારા જેવી કોઈ ભૂંડી નથી.'

આમ બીજાં ત્રણ વરસ નીકળી ગયાં.

એક વાર ડાહી ધાંયજણ દિવાસાનું જમણ લેવા આવી હતી. ચૂલે લોટ ચઢતો હતો એટલે એ બેઠી. એણે વાત કાઢી: 'હીરાબા, હું તો કંઈ તમારા ભૂંડામાં ઓછી જ રાજી છું? તમારો વિચાર હું સમજું છું, પણ સાત કરો તો ય પારકું એ પારકું. મોહન મતાદારે ભત્રીજો દત્તક લીધો હતો, તો ય આખરવેળા એનો ન થયો. એમ પારકાં છોકરાં સ્વર્ગે પહોંચાડતાં હોય, તો જોઈએ છે શું? ને શાસ્ત્રમાં કહ્યું છે, એ ય કંઈ ખોટું છે? જીવરામ ગોર પાછળ

પિંડ દેનાર કોઈ નહોતું, તે અવગતિયો થઈ જે હોય એને વળગે છે. છોકરો હોત, તો આ દશા આવત? માટે હું તો કહું છું, કે એ બીજું બૈરું કરે એ જ સારું છે. શોકનો તો શોકનો, પણ એનો દીધેલો પિંડ પહોંચશે.'

હર વખત શોકની વાત સાંભળી સળગી ઊઠતી હીરા આ પહેલી જ વાર સાંભળી રહી; અને ત્યાર પછી એકાદ વરસ વીત્યા બાદ એને પાંત્રીસમું વરસ બેસવાને ચાર માસ બાકી હતા, ત્યારે એના મોંમાંથી શરતી મંજૂરી મળી: "બીજું બૈરું કરે તો હું ક્યાં ના કહું છું? પણ કહેશે, કહ્યું નહોતું—એ ઘરની માનીતી થઈ બેસે, એ નહિ બને."

એ અરસામાં કાઠિયાવાડથી કન્યા–બૈરાં લાવી, અહીંની આયાત પ્રમાણે વેપાર કરતા અદેસરના મેઘજીએ રેવા સાથે જોગીદાસનું ચોકઠું બેસાડ્યું.

પણ પછી તો બોલતાં શું બોલતાં હા પાડી હોય અને હવે પસ્તાતી હોય, તેમ હીરા રેવાને દુઃખ દેવાનું બાકી રાખતી નહિ. ઘર છોડી બેસવા જવાય નહિ, કૂવે–તળાવે સાથે જ જાય, એના દરેક કામમાં ખૂધરાં કાઢે. એનાં માબાપને તો કોણ જાણે દહાડામાં કેટલી વાર એ સંભારી આપતી હશે. ટૂંકમાં એણે જોગીદાસ અને રેવાને મળવાનું–બોલવાનું ય મુશ્કેલ કરી નાખ્યું હતું.

લોકો આખી વાતની ચર્ચા પછી એક જ ચુકાદો

આપતાઃ "આમ તો કદી જોગીદાસની આશા સફળ થવાની નથી."

રેવાએ આમ છ–આઠ મહિના કાઢ્યા. એટલામાં ગામમાં બે બનાવોની મોટી ચર્ચા જાગી હતી. એક તો નરેન્દ્રે ભાભીનું પુનર્લગ્ન કરાવ્યું તે અને બીજી ગંગા ગોરાણીને આશ્રમમાં મૂકી આવ્યો તે. નરેન્દ્ર જોગીદાસને ઘેર પણ બે–ત્રણ વખત આવ્યો હતો. જોગીદાસે ય એને ત્યાં અવારનવાર જતા, એટલે રેવાએ પોતાની ફરિયાદ નરેન્દ્ર પાસે પહોંચાડવાનો વિચાર કર્યો. કૂવે–તળાવે ભેગી થતી નરેન્દ્રની પત્ની વીણાને એ વાત કરવા લાગ શોધતી હતી; અને એ ક્ષણિક લાગ પેલી જોજણે હીરાનો ઘડો ઢોળ્યો ત્યારે મળી ગયો.

"તમે નહિ માનો," નરેન્દ્રે એ વાત કહેતા પહેલાં કહ્યું: "પણ જુઓ જોગીકાકા, હું તમારા કરતાં ક્યાં ય નાનો છું એટલે કહેવા લાયક તો ન કહેવાઉં, છતાં કહું છું." ત્યારે સાંભળતાં જ જોગીદાસ ખરેખર રડી પડ્યા.

ભીની આંખને લૂછતાં એમણે કહ્યું: 'નરેન્દ્ર! હું બધું ય સમજું છું. એણે મને એક પાઈનો કરી નાખ્યો છે. એના કંકાસે, તો કોઈ આવ્યું–ગયું હોય તેને મન હોય છતાં ના છૂટકે જ, હું એને ચા પાવા લઈ જઉં છું. બીજું શું પણ પેલા જન્મનાં પાપ હશે, તે એની જોડે પાનાં પડ્યાં.'

નરેન્દ્રે રસ્તો બતાવ્યોઃ 'તમે જુદા રહો ને, એટલે એ પત્યું !'

જોગીદાસે મનનો વિચાર કહ્યોઃ 'ક્યારનો ય જુદો રહ્યો હોત, પણ એમાં એક દુઃખ છે. એની પાસે નહિ તો ય પાંત્રીસ–ચાળીસ તોલા સોનું છે. એ રાંડનું ઠેકાણું નહિ અને જુદો રહું, તો કોઈને પધરાવી દે તો ય શી ખબર પડે?'

નરેન્દ્રઃ 'એ સોનું છે તો ય શા કામમાં આવ્યું? રોજ ઊઠીને લોહી બાળવું એના કરતાં બળ્યું એ સોનું જવાનું હોય તો જાય, પણ સુખ તો થાય.'

જોગીદાસઃ 'જુદો રહું તો ય ઘર જોડે ને જોડે, એટલે એની જીભ કયાં જંપે એવી છે?'

નરેન્દ્રઃ 'કહી દેવાનું એમને કે એ ગમે તેટલું બોલે, પણ જવાબ જ ન આપવો, એટલે એની મેળે થાકશે."

છેવટે રેવાનું ધાર્યું થયું. ઘરમાંથી એક પણ વસ્તુ લીધા વગર જોગીદાસ પ્રથમ જુદા રહ્યા. રેવા ય ખરી કે એણે હીરા ગમે તેટલું બોલી હશે, પણ સામો જવાબ આપ્યો જ નથી.

આજે રેવાના છ મહિનાના પુત્રને હાથમાં ને હાથમાં લઈને ફરતી હીરાને લોકો જોઈ જ રહે છે!

## ૩ : પાપનું પ્રાયશ્ચિત્ત

પત્નીના અવસાન પછી મોહન ઠક્કર, બપોરે ખાવા-પાણીથી પરવાર્યા બાદ નાના નથુને પાડોશી બાઈને સંભાળવાની ભલામણ કરી, ખભે કાપડની ગાંસડી ભેરવી, લાકડાનો ગજ લાકડીની જેમ હાથમાં પકડી, આજુબાજુનાં ગામડાંમાં ફેરી કરવા નીકળી પડતો. સાંજે ઘેર આવી ગામડેથી આણેલાં કેરી–બોર–રાયણ કે કોઠાં આપી નથુને એ ખુશ કરતો. નથુ એ મહાઅમૂલ્ય વસ્તુઓનું પોતાના બાળગોઠિયા આગળ પ્રદર્શન કરવા ફળિયામાં જતો રહેતો અને મોહન ચૂલા આગળ પેસતો.

ત્રણેક વર્ષના આ એકધારા જીવન પછી એમાં પલટો આવવાનો પ્રસંગ ઉપસ્થિત થયો. ફરતાં ગામડાંઓનાં ઘર–ઘરનો એ ભોમિયો થઈ ગયો હતો, એટલે ત્યાંનાં સ્ત્રી–પુરુષો એના જીવન વિષેના પ્રશ્નો પૂછતાં.

લૂગડાંની ગાંસડી છોડી થેપાડાનો જોટો બતાવતાં એણે કહ્યું: 'ત્રણ રૂપિયામાં એક પાઈ ઓછી નહિ.'

'મોહન ઠક્કર! તમે તો બહુ જ મોંઘા,' લેવાના વિચારવાળે કહ્યું.

'સસ્તે વેચે, તો બૈરું કર્યા જેટલા રૂપિયા ક્યારે ભેગા કરી રહે?' બીજાએ મશ્કરીમાં હસતાંહસતાં કહ્યું.

મોહન ઠક્કરે પોતાની સ્થિતિ કહીઃ 'આ વેપલામાં તો બૈરું કરી રહ્યા! અમારામાં તો બે હજારથી ઓછી વાત નહિ.'

જીભઈ બારૈયે સંતોષ બતાવ્યો: 'એટલી ઓછી ઉપાધિ! છોકરો તો સારો છે ને?'

'એ તો તમારા પુણ્યપ્રતાપે હેમખેમ છે.'

છગને પૂછ્યુંઃ 'નાનું છોકરું ભલું આખો દહાડો એકલું રહે છે!'

'એની મા મરી ગઈ, ત્યારે શરૂશરૂમાં તો જરા પજવતો; પણ હવે પાડોશી બાઈ સાથે હળી ગયો છે.'

જીભઈએ હુક્કાની નેહને વળ દેતાં કહ્યુંઃ 'તમે ખાનાર તો હળીમળીને બે જ ને? તેમાં ટાઢતડકામાં મણ બોજો લઈ શીદ ફરો છો?'

'પણ એટલું ય પેદા તો કરવું પડે ને?'

જીભઈ: 'એટલું તો તમે અમારા બારૈયા પાડિયામાં મીઠા-મરચાંની દુકાન કરો, તો ય પેદા કરો. ટાંટિયાતોડ મટે ને છોકરો મોં આગળ રહે.'

ભગો: 'આ મારું કોઢિયું ઘર ખાલી જ પડ્યું છે. રહેવા માટે શોધવા જવાનું ય ક્યાં છે?'

અને બીજે જ મહિને મોહન ઠક્કર નાના નથુને લઈ જોગીપુરા રહેવા આવ્યો.

× × ×

મોહન ઠક્કર હજુ સવારમાં ઊઠી ચુલા આગળ નાહવાનું પાણી મૂકવાની તૈયારી કરતો હતો, ત્યાં છગો આવી બોલ્યો: 'કાકા! જરા ચા–ખાંડ આપો ને!'

સાંઠિયો સળગાવવા હાથમાં લીધેલી દીવાસળી પાછી મૂકી, રસોડું અને દુકાન જુદી પાડવાને વચ્ચે ઊભા કરેલા ટાટામાંથી બહાર નીકળી એ બોલ્યો: 'કેટલી જોઈએ છે?'

'એક વાર જોખો તો ખરા, બાવટો કેટલો થાય છે?' એમ કહી ફાળિયાને છેડે બાંધી આણેલો બાવટો છગે ત્રાજવામાં નાખ્યો.

ઠક્કરે બીજી બાજુ ચારશેરી મૂકી ત્રાજવું ઊંચકવા દાંડી ઊંચકી; પણ બાવટાનું પાસું હજુ ભોંયથી ઊપડ્યું ય નહોતું, ત્યાં તો એણે દાંડી નીચે મૂકતાં કહ્યું: 'ચાર પૈસાનો.'

છગો: 'કાકા! કેટલું બધું નમતું હતું?'

ઠક્કર: 'નમતું–ના નમતું બધું અમારું મન સમજે છે. બાવટાનો ભાવ તો સાવ બેસી ગયો છે. આ તો દુકાન લઈને બેઠા, એટલે ઘરાકને પાછું ના કહાય. જા ને તારું મન દુખાતું હશે, તો બે બીડીઓ આપીશ.'

દૂધ રેડી પાછી વળતી ધનીએ કહ્યું: 'કાકા! બે પૈસાનો ગોળ, પૈસાની ચા ને પૈસાની મારી મા સારું છીંકણી આલો.'

શંકો રાવણિયો: 'આનાના જ કોદરા થયા? બે પૈસાની ચા–ખાંડ, પૈસાની તમાકુ અને એક પૈસો રોકડો આલો.'

'આ પેલી રેવા ના રહી મોટી શાહુકાર! કાલે એક પૈસો દૂધનો બાકી મેલ્યો, એમાં કહ્યું, કે કાલ બાકી મૂકીશ તો દૂધ નહિ આપું.'

ઠક્કર સવારની ચા–ખાંડની ઘરાકીમાંથી સહેજ નવરા પડી નાહીધોઈને ચૂલા ઉપર દાળ કે ખીચડીનું આધણ મૂકવાની તૈયારીમાં પડે એટલે બપોરની ઘરાકી જામે.

મેના વાઘરણ એના છૂંદણાં છૂંદેલા મોંને જળી ગયેલા સાલ્લામાં લાજ વડે ખોટુંખોટું છુપાવતી, ઉમરાના પગથિયા આગળ આવી, અર્ધી અવળી ફરી બોલી: 'મોટા, બાવટો આલો ને.'

ઠક્કર એકદમ બરાડી ઊઠ્યા: 'કંઈ મૂઆ છે એ નાથિયો? મા'ળો તે દહાડે કલ્લઈઓ મૂકી ગયો, તે હવે મોં દેખાડશે! બે મહિના વાટ જોઈ છેવટે મારે વેચી ખાવી પડી. સોનીએ કહ્યું કે નર્યા રૂપાની છે, કહો તો બે રૂપિયા આપું, વ્યાજ તો વ્યાજ પણ મૂડીમાંય એક રૂપિયો ઓછો આવ્યો!'

મેના મોં જરા અર્ધું દેખાય તેમ ફરીને બોલી: 'પહોર સાલ કેશુર સોનીને ત્યાંથી પાંચ રૂપિયે મારો ચતુરિયો ધાવણો થયો ત્યારે આણી હતી.'

ઠક્કર: 'સોની તો સગી બેનનેય ના મૂકે, ત્યાં તમારી વરણને છેતર્યા વગર રહે? નર્યું રૂપું હતું. એ તો એક

વખત વવાયા કે વટલાયા; પણ પછી એમ કામ ન નીકળે, હાં કે?'

મેના સમાધાન કરતી બોલીઃ 'વાડીમાં ભીંડા, દૂધી થશે એટલે આપી જઈશ. લો, હવે ચાર શેર બાવટો આલો.'

'આઠ પૈસા થશે, પછી કહેશે કહ્યું નહોતું. લડાઈમાં ભાવ કંઈ ચઢી ગયા છે!'

બપોર નમ્યા કેડે ઠક્કર ગલ્લાની બેઠક ઉપર આડા પડ્યાપડ્યા ઝોકાં ખાતા હતા ને કાભઈ આવ્યોઃ 'કાકા! એક કામ કાઢો ને.'

મીંચેલી આંખો પૂરી ઉઘાડ્યા વગર ઠક્કરે કહ્યું: 'કાભઈ, કહેનાર કહી રહ્યો? તમારી વરણ ગરજ હોય ત્યારે પાણીપાણી કરી નાખે અને કામ પત્યા પછી થઈ રહ્યું!'

'પણ કાકા! હું કોઈ દહાડો આડું બોલ્યો છું? પહોર સાલ એ તો ભેંસ મરી ગઈ, એટલે કાંધું ના ભરી શક્યો. આ ફરી ભેંસ કાંધે જ આણી છે અને એ રહેશે, તો પહેલું તમારું.'

જરા બેઠક ઉપર ટટાર થઈ પાસે પડેલા ડબામાંથી બીડી લઈ કાભઈ તરફ ફેંકતાં એ બોલ્યોઃ 'આ તો તને; નહિ તો ગમે તે આવે, પણ ના જ કહી દઉં. શું કામ છે?'

'આ નાની છોડી ચીમલીને ભાણિયો ધાવણો છે. જમાઈ તેડવા આવ્યો છે, એટલે એને એક થેપાડું

ઓઢાડવું પડશે. ભાણિયાને ટોપી ને હજૂરિયો ઓઢાડવો પડશે અને છોડીને ય આઠ–દશ આના આપવા પડશે.'

ઠક્કરઃ 'થેપાડું તો મોટા પનાનું આપણી દુકાનમાં છે; પણ પહેલેથી ચોખ્ખી વાત કરવી તે સારી. આ સરાધ જાય છે. દિવાળીએ રૂપિયા આપીશ તો ત્રણના ચાર લઈશ. વળતી વહેલું મોડું થાય, તો વ્યાજ જુદું!'

એ ગયો ત્યાં સુધીમાં બે–પાંચ જણ કંઈ વિચાર કરીને આવતા હોય તેમ દુકાન ઉપર ચઢ્યા. ઠક્કરે મુખ્ય પુરુષને આવકાર આપતાં કહ્યું: 'આવો જેઠાજી!'

બારે ને બત્રીસે ય ઘડી હુક્કાને પોતાની સાથે રાખતા જેઠાજી નીચે બેસતાં–બેસતાં બે દમ ખેંચી બોલ્યાઃ 'આ રામો ક્યારનો ય ખેતરમાં આવી વળગ્યો છે, કે કાકા, તમારા વગર કંઈ ઠેકાણું નહિ પડે. આપણે એવી શી આબરૂ બગાડીએ, કે આપણને કોઈ ના કહે? એના બાપાને આજ આઠ દહાડા થયા તો ય કંઈ ઠેકાણું નથી. મેં પૂછ્યું ત્યારે રડી દીધું. મરદ થઈને રડતા હોઈશું? આપણે જીવતા છીએ, તો કાલે લાત મારીને દેવું વાળી દઈશું; પણ એમ બાપને કૂતરાં–બિલાડાં પેઠે ખેંચી નખાય?'

ઠક્કરે ગડાકુ–તમાકુ ચામડાની ડબીમાંથી કાઢી તેને આપતાં કહ્યું: 'એમાં તો બળી ગયું હશે. લો નવી તમાકુ ભરો.'

નાનું છોકરું ધાવણીને ચૂસી જેમ સંતોષ માને તેમ

જેઠાજી હુક્કાની નેહ ચૂસવામાં આનંદ માનતા. એમના અફીણી મગજને, તમાકુ અંદર જીવે છે કે મરી ગઈ છે, તેની દરકાર ન હતી; એટલે ધુમાડા વગરની નેહ ચૂસતાં એમણે કહ્યું: 'એ તો હવે ભરાશે. પહેલું જે કરવા આવ્યા છીએ એ જ કરી નાખો ને.'

બેઠાંબેઠાં વધેલા મોટા પેટ ઉપરથી ઢીલું પડી ગયેલું ધોતિયું ખેંચતાં ઠક્કર બોલ્યા: 'એ તો તમે ક્યાં નથી જાણતા? લોકોની દાનત બગડી ત્યારથી આપણે ઉધારનો ધંધો જ બંધ કર્યો છે; પણ તમે વચ્ચે રહેતા હો, તો મારી ક્યાં ના છે?'

નવી મૂકેલી તમાકુમાંથી બરાબર ધુમાડો નહિ નીકળ્યાથી ઉપરાછાપરી દડૂકદડૂક કરતા જેઠાજી બોલ્યા: 'હું તો વચ્ચે છું જ, પણ એને ય ચીવટ રહે માટે એનું ઘર લખી લો ને, એટલે તમને ય ઉજાગરો નહિ.'

જમીન તો બાપે જીવતાં મૂકી છોકરા પરણાવ્યા હતા, એટલે રામો બાકી રહેલું છાપરું મૂકી નવરો થઈ ગયો!

ઉનાળાનાં લગ્નથી હજુ ઠક્કર પરવાર્યા ન હોય, ત્યાં સુધીમાં તો ખેડૂતોની જરૂરિયાત પ્રમાણે એમણે બિયાવું તૈયાર કરી રાખ્યું જ હોય અને બિયાવાંના તો બમણા, એ ધર્મકાનૂન ખેડૂતોને ક્યાં અજાણ્યો છે?

અને માગતામાં આણેલો બળદ કોઈ ગરજાઉને પચીસને બદલે ચાળીસમાં ચોંટાડતાં ઉપરથી ઉપકાર ચઢાવે તે જુદો!

આમ બારે ય માસ એકધારો ધીકતો વેપાર કરતો મોહન ઠક્કર વીસ વરસની દુકાનમાં નથુ માટે કેટલું મૂકી ગયો, તેની ખબર છે?

એમના મૂળ વતન અદેસરમાં માટીનું ખોરડું હતું, એ જગ્યાએ ત્રણ હજારની હવેલી ઊભી છે. નથુને પરણાવ્યા પાછળ કન્યાના બાપને પંદરસો આપ્યા, પાંચસોની જણસો ઘડાવી અને આખા પાડિયાને જમાડ્યું તે જુદું! અહીં દુકાનવાળું ઘર વેચાણ કર્યા ઉપરાંત ત્રણ પીંઢેરી ઘરનાં ગીરોખત કબાટમાં પડ્યાં છે. પંદર વીઘાં ખાતાની અને દશ વીઘાં ગીરોની જમીનનું મહેસૂલ એમને નામે ભરાય છે. ત્રણ ભેંસો અને પાંચ વાછરડાં લોકોને ખીલે ભાગે બંધાવ્યાં છે, એ જુદાં. હજાર–દોઢહજારનું લહેણું ગણાવવાનું રહ્યું તે વધારામાં; અને એ બધું વીસ વરસની મીઠા–મરચાંની હાટડીમાંથી!

× × ×

લોકો અંદરઅંદર તો વાતો કરતા જ: 'આજ મોહન ઠક્કર મોટો શેઠ થઈ બેઠો છે, ફેરી કરતો હતો એ ભૂલી ગયો.'

'એને રહેવાને ઘર તો મેં જ આપેલું.'

'ત્યારે જ તમારું ઘર પડાવી લીધું ને!'

'આખા પાડિયાને ચૂસી ખાધું એણે તો.'

ચૂસી ખાધા વગર પેલું અદેસરનું ઘર ને આ જમીન થઈ હશે?

'એ તો આપણામાં સંપ નથી, નહિ તો કાલે ગામ મૂકીને નાસી જાય.'

મોહન ઠક્કરે ય આ વાતથી અજાણ ન હતો, એટલે જ એણે છોકરાની વહુને અદેસરમાં રાખી બીજે-ત્રીજે જવા-આવવાનું રાખ્યું હતું; એટલે એના ગયા પછી નથુ ય અઠવાડિયે બે-ચાર દહાડા અદેસરમાં જ રહેતો. ઘણી વખત તો બપોરે જમી સાંજે પાછો જતો રહેતો, પણ એક રાત્રે લગભગ દશેક વાગ્યા હશે અને એ દુકાનનું બારણું વાસી અંદર સૂઈ રહ્યો હતો, ત્યારે બે-પાંચ જણ ઉશ્કેરાઈને મોટેથી વાત કરતા સાંભળાયા:

'એ ટંડો એના મનમાં સમજે શું? મારા જેવો હોય, તો વાઢી જ નાખે.'

'એ બકાલું આપણી બેન-દીકરીની આબરૂ લઈ જાય?'

'કરી નાખો બે ટુકડા. મૂઆં પાંચ વરસ જઈ અવાશે તો!'

'પાંચ વરસ શું? ફાંસી કાલ થતી હોય તો આજ થાય, પણ એને જીવતો જવા દઉં તો બે બાપનો હોઉં.'

ખાટલાની અંદર ફફડતો નથુ મનમાં વિચારતો હતો, કે આજની રાત જતી રહે, તો કાલ તો એમનો બાપ છું.'

થયું પણ એમ જ. રાત્રે મોડા સુધી થયેલી બૂમો-માંથી કોઈ પરિણામનો પ્રસવ થયો જ નહિ. વહેલે પરોઢિયે

ઊઠી નથુ અદ્દેસર ચાલ્યો ગયો; પણ એને કોઈએ રોક્યો ય નહિ.

રૂપાંના ભાઈ વજાએ શું આ વાત આજે જ જાણી? પાડિયું તો નહિ, પણ લગભગ આખું ગામ આ વાતથી અજાણ્યું ન હતું. રૂપાં કુંવારી હતી અને નથુને પરણવાનું કંઈ ઠેકાણું ન હતું, ત્યારનો આ સંબંધ તો ચાલતો હતો. એની મા ય કંઈ લેવા જવાનું હોય તો જાણીબૂજીને રૂપાંને નહોતી મોકલતી? અને થોડા દાણા લઈ જઈને રૂપાં દુકાનેથી વધારે ચીજ લઈ આવતી, એ ય એની મા નહોતી જાણતી?

મોહન શેઠના વેપારી મગજે નથુને પરણાવવાની ઉતાવળ કરી; એટલું જ નહિ, પણ બે વરસની નાની કન્યાના પાંચસો રૂપિયા ઓછા બેસતા હતા, છતાં મોટી કન્યા પરણાવી વરસની કમાણી અમસ્તી નહોતી ખોઈ.

અને મરતી વખતનો એનો છેલ્લો બોલ શો હતો? 'જો નથુ! અત્યાર સુધી તું જેમ નાચ્યો તેમ નચ્યું, પણ હવે જોઈ વિચારીને ચાલજે. લોકોને તો એમ જ છે, કે જાણે આપણે એમની મિલકત લૂંટી લીધી છે. વાણિયા રાજી નથી, માટે છે એટલું સાચવીને બેસી રહીશ તો ય બસ છે.'

જો કે રૂપાંને તો મોહન ઠક્કરના જીવતાં જ પરણાવી દીધી હતી, પણ એ અહીં આવતી ત્યારે લોકો જૂની વાતો સંભારતા. એ રૂપાં રંડાઈને ચાર માસથી ફરી

બાપને ઘેર રહેતી હતી અને મહિના પછી બીજે વળાવવાની વાતો થતી હતી; છતાં આજ રહીરહીને એનો ભાઈ વજો કેમ એટલો બધો ગરમ થઈ ગયો? 'ફાંસી કાલ થતી હોય તો આજ થાય, પણ એને જીવતો જવા દઉં તો બે બાપનો હોઉં,' એમ એ બોલ્યો; છતાં કેમ એણે એને કશું ય ન કર્યું?

આજ પંદર દિવસ થયા, પણ નથુએ જોગીપુરા સામું જોયું જ નથી. જો કે એને ત્યાં રહ્યાંરહ્યાં બંને બાજુની વાતો મળતી હતી: "એ તો બધાંએ થઈને રાતે એને સમજાવ્યો ન હોત, તો વજો શુંનું શું કરી નાખત." "એટલી બધી પાણીવાળીઓ છે, ત્યારે છોકરીને રખડતી શું કામ મૂકે છે?" "છો ને બોલે, એ શું કરી નાખવાના છે?" છતાં જોગીપુરા જવાની નથુની હિંમત ચાલતી નહિ, પણ એક દિવસ રૂપાંના બાપ ગેમલને અને છોટાભાઈ મુખીને પોતાને ઘેર આવેલા જોઈ નથુ વિચારમાં પડી ગયો.

છોટાભાઈએ પોતાની મુત્સદ્દીગીરીને છાજે તેમ પ્રાથમિક વાતચીત કર્યા બાદ ચારે બાજુ જોઈ ખાત્રી કરી, મુખ્ય મુદ્દાની વાત શરૂ કરી: "તમે અહીં નાસી આવ્યા તેનું શું પરિણામ આવ્યું, તેની ખબર છે કંઈ? તમે ત્યાં રહ્યા હોત, તો ગેમલ ગમે તેવો જવાબ આપી શકત; પણ હવે તો દરેક જણ, ભલે ને એ વાત ખોટી હશે તો ય, સાચી જ માની બેઠું છે. બીજું તો જાણે ધૂળ

નાખી, પણ મહિના પછી એને વળાવવાની છે, તેય હવે કોણ તૈયાર થાય? એ સાપનો ભારો, એમની વરણમાં ઓછો જ ઘરમાં ઘાલી મુકાયો? હવે એને વળાવવી હોય તો એટલું તો સાબિત કરી આપવું પડે ને, કે એ વાત ખોટી છે? તમે તો નાસી આવ્યા, એટલે હવે તો કૉર્ટમાં જ આબરૂની ફરિયાદ માંડવી પડે ને?" પોતાની વાતની શી અસર થઈ, તે જોયા પછી છોટાભાઈ બોલ્યા: 'ન સમજ્યાં જુવાનિયાં છોકરાં રાત્રે બોલી ગયાં, તેમાં તમારે ગભરાવાની શી જરૂર હતી? ગેમલે કંઈ કશું કહ્યું હતું? અને ગામમાં અમે ય હતા કે નહિ? વાત તો કરવી'તી!'

સહેજ અટકી તે આગળ બોલ્યા: "હમણાં હું તો કહું કે ફરિયાદ ન કરીશ; પણ એની આબરૂ તો ગઈ જ ને? પૈસાની વાત હોય, તો હમણાં કહીએ કે ચાલો માંડી વાળો; પણ આમાં એવું ઓછું જ થાય? છતાં મેં કહ્યું, ચાલો એક વખત મળી આવીએ; માને તો ઠીક, નહિ તો ફરિયાદ તો છે જ ને?"

અને જાણે સમાધાન થઈ ગયું હોય, તેમ એ બોલ્યા: "એ જ મારું કહેવું છે. કૉર્ટમાં જઈ વકીલોનાં ઘર ભરવાં એના કરતાં ઘરમેળે પતી જતું હોય, તો શું ખોટું? ગામ ભેગું કરી તમે કસુંબો કરો. ગામ વચ્ચે કહો, કે લોકોએ ખોટી વાત ઉડાડી છે. હું નિર્દોષ છું. જે નહિ માને તે સાબિત તો કરી આપશે ને? ગેમલને શું પોતાની આબરૂ

વહાલી નથી, કે એ કહેશે જે એ વાત ખરી છે! અને બીજા પાસે શી સાબિતી છે?"

એ વખતે ગેમલનું બસો રૂપિયાનું ખાતું ઉઘાડી નથુએ ભરપાઈ કરી નાખ્યું; એટલું જ નહિ, પણ આજ સુધીમાં તેની પાસે કોઈ જાતનું માગતું લહેણું નથી તેવી પાવતી લખી આપી.

છેવટે છેલ્લું કામ પતાવતાં છોટાભાઈએ કહ્યું : "આ તો આપણે ઘરમેળે નિકાલ કર્યો, એટલે પત્યું; પણ પોલીસ-ખાતું એમ કંઈ લીધા વગર ઓછું મૂકે? નવા મુખી તો તમે જાણો છો—મહેતાજી મારે ય નહિ ને ભણાવે ય નહિ—સતવાદીનો દાંડો ઝાલીને બેસી રહે. એ તો સારું છે, કે મારે બધું ઓળખાણ છે; પણ જાણો છો ને એ તો વેશ્યાની જાતના—મળે ત્યાં સુધી!" અને પચીસ રૂપિયા-ની નોટો એમણે ય ખિસ્સામાં મારી.

બીજે જ દિવસે નથુ આવ્યો, એટલે ગામે તેને નિર્દોષ જાહેર કર્યો!

# ૪ : ઊજળો ધંધો

આણંદ સ્ટેશન ઉપર ખંભાત લાઈનમાંથી ઊતરી નરેન્દ્ર ડાકોર લાઈન ઉપર ઊભેલી વડોદરાની લોકલમાં જગ્યા શોધતો એક પછી એક ડબ્બા વટાવતો હતો, ત્યારે એણે સ્ત્રીના જેવો કોમળ પણ ધ્રૂજતો સ્વર સાંભળ્યો : " નરે....ન્દ્ર....ભા....ઈ...." અને એ સ્વરને કોઈ ગૂંગળાવતું હોય તેમ ગળામાંથી સ્વર અટકી ગયો.

નરેન્દ્રે એ તરફ દૃષ્ટિ કરી, તો ડબ્બામાં જાજરૂ આગળની પાટલીએ એક જુવાન, સાધારણ દેખાવડી, ગામડાની છતાં બહાર ફરી શીખી હોય તેવા ઠીક પહેર-વેશવાળી સ્ત્રી બેઠેલી જોઈ. જોડે લૂગડાંની પોટલી પડી હતી. એકાદ જણ બેસે એટલી જગ્યા રહેવા દઈ બીજી બે સ્ત્રીઓ ડાકોરની જાત્રાએ જઈ આવતી હોય તેમ રણછોડજી-ના 'મહાતમ' ની વાતો કરતી બેઠી હતી.

નરેન્દ્ર સહેજ અટક્યો, પણ ઓળખીતા જેવો ભાસ ન થયો. સ્ત્રીયે જાણે પોતે બૂમ ન પાડી હોય, તેમ નીચું ઘાલી રહી હતી. નરેન્દ્ર આગળ વધ્યો; પણ પૂનમને આ ટાંકણે ગાડીમાં જગ્યા ન જોતાં એંજિન આગળથી એ પાછો ફર્યો અને પેલી સ્ત્રી આગળની ખાલી જોયેલી

જગ્યાએ બેસી ગયો. ગાડીમાં મોકળાશથી બેઠેલી સ્ત્રી પોતાના ગામના વડીલ પુરુષને જોતાં જેમ મર્યાદાથી પૂંઠ ફેરવી લે તેમ પેલી સ્ત્રીએ સોડિયું ખેંચી, બાજરૂ તરફ મોં ફેરવ્યું. સામે બેઠેલો પુરુષ પણ, નીચે કંઈ ખૂંચતું હોય તેમ, ઊંચોનીચો થતો હતો.

નરેન્દ્રના બેઠા પછી રણછોડજીના 'મહાતમ'ની વાતો મૂકી એક આધેડ તો નહિ, પણ વિધવાના વેશને લીધે એવી લાગતી સ્ત્રીએ પડપૂછિયા સ્વભાવ પ્રમાણે પૂછ્યું : "ક્યાં જવું છે ?"

"વડોદરે."

"વડોદરા રહેતા હશો ?"

"ના, જોગીપુરા રહું છું."

વાતવાતમાં ઓળખીતું ગામ સાંભળી સ્ત્રીએ પૂછ્યું : "છોટાભાઈ મુખીને ઓળખો છો ?"

નરેન્દ્રે સહેજ હસીને કહ્યું : "છોટાભાઈ મુખીને તો નાનું છોકરું ય ઓળખે."

વાતને સમજતી હોય, તેમ પેલી સ્ત્રીએ સામે બેઠેલા પુરુષના લાલ ડોળાને ગણકાર્યા વગર મોં ફેરવી ત્રાંસી નજરે નરેન્દ્રનું મોં ફરી જોયું અને એ વધુ સંકોચાઈ બેઠી.

સ્ત્રી આગળ બોલી : "છોટાભાઈના ઘરમાં છે ને, રતનબેન—એ મારી ફોઈની છોડીની છોડી થાય. એક વખત હું ત્યાં આવી છું—એમની મોટી છોડી ગંગા પરણી ત્યારે;

અને પછી તો હું રાંડી એટલે કોઈ જગ્યાએ બહાર જતી જ નથી. વરસમાં બે વાર રણછોડરાયનાં દર્શન કરવા જઉં છું, એટલું એ જ."

નરેન્દ્ર કંઈ ન બોલ્યો, ત્યારે એણે વાત ચાલુ રાખતાં પૂછ્યું : "તમારું નામ શું ?"

અને એ જવાબ સાંભળવા પેલી સ્ત્રીના ઉત્સુક, સાલ્લામાં ઢંકાયેલા કાન, પલટનની પરેડમાં આરામની સ્થિતિમાં ઊભેલા સૈનિકો હોશિયારીનો હુકમ મળતાં ટટ્ટાર બની જાય તેમ, ટટ્ટાર બની ગયા.

"નરેન્દ્ર !" જવાબ સાંભળી પેલી સ્ત્રીને શંકાનું કારણ ન રહ્યું. હૃદયમાં બદલાયેલા ભાવની અસર મુખ ઉપર ઝલક ન મારી જાય, માટે એણે ખાલી બગાસું ખાધું.

ગાડીની સિસોટી થતાં ગાડી ચાલી. બીજે સ્ટેશને પેલી બે સ્ત્રીઓ ઊતરી ગઈ. જતાં–જતાં છોટાભાઈને ખબર પૂછવાનું કામ નરેન્દ્રને સોંપવાનું ભુલાયું નહોતું.

જગ્યાની મોકળાશ મળતાં નરેન્દ્ર દૂર ખસ્યો. સોડિયું તાણી બેઠેલી સ્ત્રીમાં હિંમત આવી હોય, તેમ સામે બેઠેલા પુરુષના ક્રોધભર્યા ચહેરાની પરવા કર્યા વગર તે સરખી બેઠી; પણ પળપળની તેની મનોદશાને પારખતાં ગણત્રીબાજ પુરુષે નક્કી કર્યું હોય, તેમ વાસદ સ્ટેશન આવતાં એ તૈયાર થઈ ગયો. સ્ત્રીને હુકમ કરતો હોય તેમ તે બોલ્યો : "ચાલ, પોટલી લઈ લે."

સ્ત્રીએ પૂછ્યું : "કેમ ?"

"બસ ! અહીં જ ઊતરી જવું છે."

ગાડી આંચકો લેતી અટકી. જગ્યાની શોધમાં જે ધમાલ ને પડાપડી થાય છે, તેમાં જો કોઈ પોક મૂકીને રડે તો ય એ તરફ ધ્યાન આપવા કોઈ નવરું નથી હોતું; ત્યાં પેલી સ્ત્રીએ નરેન્દ્રના પગ આગળ નમી પડતાં ધીમેથી કહ્યું : "નરેન્દ્રભાઈ ! તમારી ગાય છું, મને બચાવો," એ સાંભળવા કોણ નવરું બેઠું હતું ?

જાણે કંઈક મેં જોયાં છે એવી ગડમથલમાં પડેલા નરેન્દ્રને ખાત્રી થઈ, કે જરૂર આ લોકો પોતાને ઓળખે છે, પણ પોતે ઓળખી શકતો નથી. ત્યારે આ સ્ત્રીને એટલો બધો કયો પરિચય કે વિશ્વાસ છે, જે એને શરણે જાય છે ?

હજુ એ કંઈ જવાબ આપે તે પહેલાં તે પુરુષ બોલ્યો : "જુઓ, નરેન્દ્રભાઈ ! મેં તમારું કશું બગાડ્યું નથી. તમે મારી આડે ન આવતા." અને હવે ધાંધલ કરવું અયોગ્ય ધારી એ પોતાની જગ્યાએ બેસી ગયો. ગાડી ઊપડી; દરેક પોતપોતાના મનમાં કંઈકંઈ યોજના ઘડતું હોય તેમ મૌન ધારી રહ્યું.

"મારું નામ મેના અને આ ગોકળ...."

સ્ત્રીના આ એક જ વાક્યે નરેન્દ્રની આગળનો પડદો

ખસી ગયો અને એ જાણે વિશાળ મેદાન વચ્ચે ઊભો રહ્યો હોય તેમ તેને લાગ્યું.

× × ×

મોતીગર બાવાને મૈયત સાથે ગણો તો ત્રણ બૈરાં થયાં. પ્રભુની અકળ કળાને કોણ પામ્યું છે! ત્રીજી વખત બૈરું કર્યું, ત્યારે બધા દાંત કાઢતા હતા; પણ એકાવનથી અઠ્ઠાવનની ઉંમર વચ્ચે એને બે છોડી ને એક છોકરો થયાં. છોકરું નહોતું ત્યારે એને બસ એક જ આશા હતી–સંતાનની; પણ જ્યારે છોડી અવતરી, ત્યારે ય એક જ ઇચ્છા રહી–પુત્રની. પછી તો એક પુત્ર ને એક બીજી પુત્રી એમ વેલો આગળ ચાલ્યો;' તો ય એને એક જ તૃષ્ણા રહી–છોકરાંને પરણેલાં જોવાની.

એક જ સપ્તાહમાં ત્રણે ય સંતાનનાં લગ્ન થયાં. નવ વરસની મોટી છોડી અને છ વરસના છોકરાનાં લગ્ન સાટામાં ગોઠવી દીધાં. નાની ત્રણ વરસની મેનાના પાંચસો ઊપજ્યા, તે ખર્ચમાં કામ લાગ્યા.

સાઠ વરસની વયે મોતીગર ગત થયો, ત્યારે લોકો એના ભાગ્યને વખાણતા હતા. 'ભાગ્યશાળી તો પૂરો. એક દશકાની જ રમત. છોકરાંનું મોં જોયું તો જોયું, પણ પરણાવવા–પસ્તાવવાનો ય લહાવો લેતો ગયો. કરમ આડું પાંદડું–પુરુષાર્થ કરે તો બધું ય આવી મળે.'

જૂની–નવી બેય જુદી રહેવા લાગી. નાનો છોકરો

મહાદેવને લોટો પાણી રેડી આવતો અને ધર્માદા ખેતરમાંથી તથા દીવા-દિવેટ નિમિત્તે ગામમાંથી જે કંઈ આવતું, તેમાંથી માંડમાંડ પોષણ થતું.

આમ બે-પાંચ વરસ નભ્યું. ત્યાં તો નવીને મેલેરિયા ઉપાડી ગયો. છોકરાં જૂનીને માથે પડ્યાં. એકાદ વર્ષ બાદ મોટી છોડીને એનો સસરો આવી તેડી ગયો. નાની મેના અત્યારે દશ વરસની થઈ હતી. લોકો તો જૂનીને સલાહ આપતા : 'કહે ને એના ધણીને, એટલે તેડી જાય.'

જૂની કહેતી : 'મેં તો તમારા કહ્યા વગર કેટલા ય સંદેશા મોકલ્યા, પણ એ તેડે ત્યારે ને ? જાણો છો ને ? આજકાલનાં છોકરાં બે આંકડા ભણ્યાં ને તેમાં ય ઘરમાં કોઈ નાનું-મોટું નહિ, એટલે શું કહેવાનું હોય ? નિશાળની મહેતીને રાખી છે એટલે શાનો તેડે ?

મેનાનો વર ગુજરાતી સાત ચોપડી ભણી માસ્તર થયો હતો. ગામમાં જ નોકરી હતી. બાપ થોડો લીલો જીવ મૂકી ગયો હતો, એટલે પંદર રૂપિયાના પગારને નહિ, પણ પચાસ રૂપિયાના જેવા ઠાઠને જોઈ, નવી મહેતી એના ઘરમાં ભાડે રહેતી હતી, ત્યારથી અંજાઈ હતી. લોકોની અરજી ખાતામાં પહોંચી અને ફોજદારી ખાતું બાઈ બાળહત્યા ન કરે તેની કાળજી રાખતું હતું, ત્યારે બંનેએ પુનર્લગ્ન કરી નાખ્યું. હવે તો મેનાની એ ઘરમાં જગ્યા જ ક્યાં રહી ?

નાત આગળ એની માએ ફારગતીની માગણી કરી. નાતે એના ધણીને પૂછ્યું. પણ જેટલી જ સ્ત્રીની કિંમત ગણતો હોય, તેમ એના ધણીએ જવાબ આપ્યો: 'હજુ તો બીજી બાર પાલવું તેવો બેઠો છું.'

જ્યાં સુધી પતિ ખાધાખોરાકી આપવા તૈયાર હોય, ત્યાં સુધી કાયદેસરના ગુલામીખતમાંથી, ગમે તેટલું દુ:ખ હોય, પણ પત્ની છૂટી થવા સ્વતંત્ર નથી, એવા સામાજિક અને સરકારી કાનૂન પ્રમાણે મૅના એના પત્નીજીવનના કેદખાનામાંથી મુક્ત ન થઈ શકી.

મોટી થયેલી મૅનાને હવે સ્ત્રીઓ સલાહ આપતી: 'મૅર, એક વાર ત્યાં જા તો ખરી. પુરુષની જાત, આજ એનો થયો છે, તો કાલે તારો નહિ થાય એની શી ખાત્રી? આપણામાં આવડત હોય, તો સો બહાને એને ખેંચીએ. લાલચુને આપણો કરવો એમાં તે શી મોટી વાત!'

મૅના બે–ત્રણ વખત સાસરે ય રહી આવી, પણ એનો દહાડો ન વળ્યો તે ન જ વળ્યો.

પછી તો એને અહીં ગોઠી ગયું. હોટેલવાળા ગોકળની સોબત એને મીઠી થઈ પડી. વખત આવ્યે એણે ગોકળ તરફ વફાદારી પણ બતાવી. હોટેલમાં આંકફરકનો અખાડો ચલાવ્યાનો આરોપ આવ્યો, ત્યારે એણે પોતાનો કાપ અને કડું વેચી મદદ કરી. વળી છ માસની સજા ભોગવી એ પાછો આવ્યો, ત્યારે મૅનાએ એને સંઘર્યો.

એક દિવસ ગોકળે દરખાસ્ત મૂકી : 'મેના ! મારું કહ્યું માનીશ ?'

'તારું કહ્યું શું ન માન્યું ?'

'આપણે અહીંથી જતાં રહીએ.'

'કેમ ?'

'અહીંથી મારું મન હવે ઊઠી ગયું છે.'

મેનાને ય પોતાના જ ગામમાં પોતાની વાતો થાય, તે સાંભળવી ઠીક તો નહોતી લાગતી. એણે કોઈ અજ્ઞાત જગ્યાએ શાંતિમય જીવનની કલ્પનાથી હા પાડી.

અને અધૂરું હતું તે પૂરું થયું. એક સવારે વાત બહાર આવી, કે ગોકળ મેનાને લઈ નાસી ગયો. શુદ્ધતાના હિમાયતીઓ રાજી થયા : 'સારું થયું, અહીંથી પાપ ગયું !'

ઉપરાંત ઊડતીઊડતી કેટલી ય વાતો આવતી એ તો જુદી !

× × ×

નરેન્દ્રનું મન ભૂતકાળના ગોકળ સાથેની સરખામણીમાં પડ્યું હતું. ક્યાં હોટેલમાં બંડીભેર બેસતો ગોકળ, ને ક્યાં શેઠિયો હોય તેમ ચાંદીનાં બટનવાળો સફેદ કોટ, પાતળી કિનારનું ધોતિયું ને કાશ્મીરી ટોપી પહેરેલો ગોકળ !

નરેન્દ્ર બંનેને જવાબ આપતો હોય, તેમ બોલ્યો : 'હું તો દુશ્મનના ય ભૂંડામાં રાજી નથી.'

ગોકળ : 'માટે જ કહું છું, કે મારી વચ્ચે ન આવશો.'

મૅના બિલકુલ સંકોચાયા વગર નિર્ભયપણે બોલી: 'તેં મને આજ સુધી પોલીસની બીક બતાવી છે, પણ આજ તું ગમે તેમ કરીશ, તો ય હું તારી સાથે આવવાની નથી.'

નરેન્દ્રે યુક્તિ વાપરી: 'જો ગોકળ! અહીં ઝઘડો કરશો, તો તમારી મેળે પકડાઈ જશો. બીજું મૅના વડોદરાને સ્ટેશને બૂમાબૂમ કરે તેના કરતાં તમે બંને મારી સાથે ચાલો. તમારી વાત સાંભળ્યા પછી જે કરવું હશે તે કરીશું. તને એટલી ખાતરી આપું છું, કે હું તને છેતરીશ નહિ.'

અને ગોકળ કંઈ આનાકાની કરે તે પહેલાં નરેન્દ્રે બીક બતાવી: "જો મારે તને પકડાવવો જ હોય તો કેટલી વાર?"

કોઈ ઉપાય ન ચાલ્યો, ત્યારે ગોકળ કબૂલ થયો; પણ નરેન્દ્રને ખાત્રી હતી, કે તે ગમે તેમ કરી છેવટે એકલો ય છટકી જશે. છેવટે નરેન્દ્રનો મુકામ જોયા પછી જરા યુક્તિપૂર્વક એ ખસી ગયો, ત્યારે નરેન્દ્રને લાગ્યું, કે છે તો પાકો ઉઠાઉગીર. એ નાસે એમ ઇચ્છતા નરેન્દ્રે એનો રસ્તો ન રોક્યો; ગોકળનું મન પણ હર્ષમાં હતું, કે પોતે આવતી આપત્તિમાંથી બચી ગયો.

ગોકળના ભાગી ગયા પાછળ ઊડતી વાતોમાં કેટલું સત્ય હતું, તે એણે મેના પાસેથી જાણી લીધું.

નાઠા પછીના પાંચેક દિવસની વાત હતી. મેનાને એક ઘરમાં બેસાડીને જતી વખતે ગોકળ સૂચના આપતો ગયો: "કોઈની જોડે બિલકુલ વાત ન કરીશ." વતન છોડી બહાર અજાણ્યા પ્રદેશમાં કદી નહિ નીકળેલી મેનાને સુરતનો એ પાધર પ્રદેશ ખાવા ધાતો હોય તેમ ભાસતો હતો. હજુ એ સૂનમૂન રહી હતી, ત્યાં ગોકળ પાછો આવ્યો. ચારે તરફ નજર કરી એ બોલ્યો: 'મેના, એક વાત સાંભળી લે.'

અને જાણે કહેતાં બીતો હોય તેમ એણે કહ્યું: "આપણી પાસે ફૂટી કોડી નથી, માટે કંઈક ધંધો તો કરવો પડશે ને? પણ પૈસા વગર ધંધો ય શું થાય? પૈસા પડાવવાનો એક ઉપાય રચ્યો છે.'

મેના ગભરાઈ હોય તેમ બોલી ઊઠી: 'શો?'

ગોકળ જરા સ્વસ્થ થતાં બોલ્યો: 'બધું નક્કી થઈ ગયું છે; માટે જો તું કંઈ અવળું વેતરી નાખીશ, તો બંને જેલમાં જઈશું.'

શું બોલવું તેની મેનાને સમજ ન પડી. એ તકનો લાભ લઈ પોલીસનો તથા જેલનો ભય બતાવી, ગોકળ તેને કોઈ પૂછે તો બે–પાંચ પ્રશ્નોના જવાબ આપવાનું શીખવી બહાર નીકળી ગયો.

× × ×

સુડતાળીસ વર્ષના મરઘાભાઈ બૈરી માટે તલપાપડ થઈ રહ્યા હતા. પાંત્રીસ વરસના થયા ત્યાં સુધી તો બિચારા

પાસે પૈસાની સવડ ન હતી. આટલે વર્ષે જારના રોટલા ને મરચું ખાઈ ધન પેદા કર્યું, ત્યારે 'નાચનારીનું આંગણું વાંકું' એની માફક 'હવે તમારે કાળાંનાં ધોળાં થયાં ને ઘરડે ઘડપણ બૈરું શું?' બેએક વખત પૈસાનું ઠેરવી નક્કી કર્યું હતું, પણ નાતજાતની ખાત્રી કરવા રહ્યા, ત્યાં જોડેના અમથાભાઈ લઈ ગયા અને બે છોકરાંના બાપ થઈ બેઠા તે નફામાં. ચુંવાળીસમે વરસે તો એકને ઘેર સુદ્ધાં ય લાવ્યા હતા, પણ લોકોએ સલાહ આપી: 'આ ઘરડા ઠરચાને તે શું જોઈ લાવ્યા? પૈસા હતા તો મનોરભાઈ પંચાવનમે વરસે નહોતા લાવ્યા?' અને એ ઘરમાં આણેલી પણ જતી કરી. વળી બીજાં ત્રણ વરસ વીતી ગયાં. મરઘાભાઈએ હવે તો નક્કી જ કર્યું હતું, કે કોઈની શિખામણ માન્યા વગર આપસૂઝે હવે તો બૈરું કરી જ નાખવું; અને બીજી ય એમને પાકી ખાત્રી થઈ હતી, કે મારા બેટા ઉચ્છેદિયું ખાવા હું બૈરું કરું, તેમાં ઊંધી સલાહ આપે છે; એટલે પાંચેક ગાઉ દૂરના નરહર ભટ્ટ, જે વરસમાં એક–બે તો ઓછામાં ઓછાં લોકોનાં ઘર મંડાવતા, એ સૂરજ(મેના)ને લઈને આવ્યા, ત્યારે એમણે પોતાની માગણી પહેલી રજૂ કરી.

હા–ના કરતાં સવાછસો રૂપિયામાં નક્કી થયું. જતી વખતે ગોકળ મેનાને સૂચના આપતો ગયો: 'જો પંદર દિવસ પછી એમના કુટુંબમાં લગ્ન છે. એ વખતે જણસો

પહેરવાની મળશે. હું........' બહુ જ ધીમેથી વાત કરી ગોકળ વદાય થયો.

મેનાના મનમાં ગડમથલ જામી: 'આની સાથે રહી આવા ધંધા કર્યાં કરવા કરતાં ત્યાં રહી જવું શું ખોટું?' પણ મરઘાભાઈ તરફ જોઈ એનું યુવાન મન પાછું પડતું.

નાસવાનો છેલ્લો દિવસ આવ્યો. સાંજે લગ્નનાં ગીત ગાઈ એ ઘેર આવી. એને થયું: 'આટલું પાપ ઓછું છે તે જણસો ય લઈ જાઉં? ના ના, મારાથી એ નહિ બને.'

એણે ઘરેણાં ઉતારી પાછાં આપ્યાં, ત્યારે મરઘાભાઈએ કહ્યું: 'પહેરી રાખો ને.'

એનું મન બોલ્યું: 'લે ને અકર્મી!' એણે કંઈ પણ જવાબ ન આપ્યો. એ રાત્રે એ ગુમ થઈ, ત્યારે મરઘાભાઈનું શું થયું હશે?

એક પાપ ઢાંકવા બીજું પાપ કરવું પડે, તેમ મેના અનિચ્છાએ ત્રણ વખત વેચાઈ; છતાં ગોકળનું પૂરું ન થયું. મોટા દેખાતા આ ધંધામાં શું મળતું એ ગોકળનું મન જાણતું, પણ એક વખત જે ટેવ પડી તે માણસ યંત્રવત્ કર્યે જ જાય છે. એ ટેવ છોડવી હોય, તો ય ઘણી વખત સમાજ છોડવા નથી દેતો.

ચોથો સોદો ગોઠવવા ગોકળ પૂનમ પહેલાં પાંચ દિવસથી ડાકોર ગયો હતો. લગભગ બધું નક્કી જેવું થઈ ગયું હતું; પણ પૂનમને જ દિવસે કાઠિયાવાડથી સ્ત્રીઓને અને કન્યાઓને ભોળવી ઉપાડી આણી ગુજરાતમાં વેચતી

ટોળી ડાકોરના તુળજારામ ગોરને ઘેરથી પકડાઈ, ત્યારે રણછોડજીના મંદિરને બદલે પોલીસ સ્ટેશને જ મોટો મેળો એ સરઘસ જોવા ભેગો થયો.

લોકો ભાતભાતની વાતો ય કરતા : "હજુ તો આવાં કેટલાં ય કાવતરાં પકડવા છૂપી પોલિસ ઘેરઘેર તપાસ કરે છે. આ પકડાયું એની આગલી રાતે જ ધર્મશાળામાં ઊતરેલા બે કાઠિયાવાડીઓ રાતની ગાડીમાં નાસી ગયા."

મરઘાભાઈના ગામનો જ એક જણ જાત્રાએ આવેલો તે બોલ્યો : "અમારા ગામમાં ય એક જણે સવાછસો આપી બૈરું કર્યું હતું, તે પંદર દિવસ રહી ભાગી ગયું."

વાત સાંભળી ગોકળ ચમક્યો. એનું પાપ જાણે ફૂટું-ફૂટું થઈ રહ્યું હોય તેમ લાગ્યું. બિલકુલ બહાર ન નીકળવું એવો નિશ્ચય કરી એ ઉતારે ગયો, ત્યારે રેવાશંકર મહારાજે કહ્યું : "પોલીસ હમણાં જ આવી હતી, જોડેને ઘેર વહેમ પડ્યો તે નામ લખી ગઈ. મારું તો જાણો છો ને ? રાતદહાડાનો ધંધો રહ્યો એટલે પોલીસને કંઈ ખવડાવ્યા વગર છૂટકો છે ? એટલે મને તો બીજું શું કહે ? 'તમારે ત્યાં તો બધાં ઓળખીતાં જ ઊતર્યાં છે ને ?'"

પાપને સંતાડવા ગોકળ એ જ સવારની ગાડીમાં નાઠો, તો ય પાપ એની પાછળ પડ્યું હોય તેમ, આણંદ સ્ટેશને જ નરેન્દ્ર ભેગો થઈ ગયો.

× × × ×

હજુ બરાબર અગિયારનો છેલ્લો ટકોરો ઘડિયાળમાં વાગી તેનો રણકાર શમ્યો ય નહોતો, ત્યાં તો બારણાં ઉપર ધીમા ટકોરા પડ્યા. ટકોરાથી ટેવાયેલા ઘરધણીએ પથારીમાં સૂતાંસૂતાં બૂમ ન પાડતાં બારણાં પાસે છેક નજીક આવી ધીમેથી આવનાર માણસને ઓળખવા પૂછ્યું: 'કોણ હશે?'

'એ તો હું....ગોકળ.' આવનારે નામનો ઉચ્ચાર ધીમેથી કર્યો.

બારણાં ઊઘડ્યાં અને ગોકળ અંદર સમાઈ ગયો.

દીવાની વાટને સતેજ કરતાં ઘરધણીએ પૂછ્યું: 'અત્યારે ક્યાંથી?'

ગોકળ: 'આ નવની ગાડીમાં આવ્યો. મેના પકડાઈ ગઈ.'

'હેં!' દરેક સોદા વખતે પોતાને મળી કામ કરતો ગોકળ આ વખતે ય મળવા આવ્યો હશે, એમ માની લીધેલું અનુમાન ખોટું પડતાં એ ચમક્યો.

ગોકળે આગળ વાત કરી: 'પોલીસ હોત તો તો એના મોંમાં ડૂચો મારત, પણ....'

પોલીસ જ પકડે એવું પોતાનું બીજું અનુમાને ય ખોટું પડતાં એ વધુ ખિજાયા: 'પોલીસ વગર બીજાને પકડવાનો શો અધિકાર! ગાંધીવાળો તો કોઈ નથી ને?'

ગોકળે બીતાંબીતાં કહ્યું: 'ગાંધીવાળો ગણો તો ય

અને જે ગણો તે–તમને બધાંને નડે છે તે....'

'કોણ નરેન્દ્ર?' છોટાભાઈને એક મોટો આંચકો આવ્યો.

ગોકળે હકારમાં ડોકું હલાવ્યું તે પહેલાં એમણે પોતાની સ્થિતિનો ખ્યાલ કરી નાખ્યો હોય, તેમ બીજો પ્રશ્ન કર્યો: 'હું આમાં છું તે મેના જાણતી તો નથી ને?'

'ના.' ગોકળે જવાબ આપ્યો, ત્યારે છોટાભાઈના હૃદયમાં નવો જીવ આવ્યાનો સંચાર થયો.

છોટાભાઈના ગણતરીબાજ મગજે એકસામટું કહી નાખ્યું: 'જો ગોકળ, તું મને બરાબર ઓળખે છે ને? નરેન્દ્રનું કંઈ કહેવાય નહિ; અને કદાચ ફોજદારી કરે તો મારું નામ ન આવવું જોઈએ. ગેમા પાછળ કેટલા રૂપિયા થયા તે મારું મન જાણે છે, પણ એક પાઈ એને માથે પડવા દીધી છે? સવારમાં હું ફોજદારને તરત મળીશ; આવે વખતે ખપ લાગે તે માટે તો એમનો ભાગ રાખવાનો; નહિ તો આપણને એકલાને ખાતાં ક્યાં કડવું લાગે છે?'

હજુ પોતાનું પાસું સાબૂત કરતાં એમણે એ ને એ પ્રશ્ન ફરી ઉલટાવ્યો: 'મેનાને તેં મારા નામની ગંધે ય નથી આવવા દીધી ને? નહિ તો એ તો નરેન્દ્ર છે— શૂન્યમાંથી જગત રચે તેમ સહેજમાંથી બધું સમજી જશે.'

ગોકળ ખાતરી આપતાં બોલ્યો: 'એ શું બોલ્યા, કાકા! મારા અને તમારા વગર એની ગંધે ય બીજાને આવવા દીધી નથી.'

છોટાભાઈએ બીજી સૂચના આપી: 'કેસ થાય એ બાબતની તું ચિંતા ન રાખીશ. ફોજદાર જોડે બધી વાત કરી લઈશ. સવારની ગાડીમાં જ વડોદરે જા, એ શું કરે છે તેની તપાસ કર.'

એમની કલ્પનાએ બીજી સ્થિતિ વિચારી લેતાં ઉમેર્યું: 'જો વડોદરા જઉં ને ત્યાં ન હોય તો અમદાવાદ આશ્રમમાં–પેલી ગંગા ગોરાણીને મૂકી આવ્યો છે–ત્યાં તપાસ કરજે. જ્યાં મરે ત્યાં મરવા દેજે. આપણે તો આપણું સાચવી લેવું.'

ગોકળ વિદાય થવા ઊભો થયો, ત્યારે છોટાભાઈએ વળી ફરી યાદ દેવડાવ્યું: 'ગોકળ! શું કહ્યું? મારું નામ....'

'એ તો બેફિકર રહેજો, કાકા! માથું જાય પણ પેટનું પાણી હાલે ત્યારે થઈ રહ્યું જ તો!'

બારણાં ફરી ઊઘડ્યાં ને બંધ થયાં.

ત્રીજે દિવસે નરેન્દ્ર ઘેર આવ્યો, ત્યારે છોટાભાઈ ચબૂતરા ઉપર બેસી પોતાના મંડળમાં વાતોના તડાકા મારતા હતા.

નરેન્દ્રને જોઈ ધીમા થઈને તો નહિ, પણ નજર ફેરવી એ વાત કરતા હતા, ત્યાં નરેન્દ્રે નજીક આવતાં કહ્યું: "છોટાકાકા! વેજપુરવાળાં ડાહીબેન મળ્યાં હતાં, તેમણે તમારી ખબર પૂછી છે."

# ૫ : ધર્માદા વહીવટ

આવ જડ જેવો નહિ તો બીજું શું?'

'ધોળે દહાડે એને એટલું ય સૂઝ્યું નહિ?'

'એની પાસે તો સવા મણને બદલે પાંચ મણ જાર નંખાવવી જોઈએ.'

'ગમે તેમ તો ય હત્યા તો થઈ જ ને?'

આમ એક તરફ જતી વાતને મથુરભાઈએ બીજી તરફ વાળી: 'તમે ય, શું મારા ભાઈ, એક બાજુનું ઝૂડો છો. રામાથી પો'ર કેડ ઉપર પૈડું ફરી વળ્યું હતું, તો ય એને મટી ગયું અને આમ પૂછડી દબાયાથી કૂતરું મરી ગયું સાંભળ્યું છે?'

'આ મરી ગયું તે કેવું?'

'એ તો ભગવાન કંઈ પોતાને માથે લે છે? નહિ તો આ અઠવાડિયામાં ખડકીમાંથી બીજાં બે કૂતરાં મરી ગયાં. અહીં તો ખરું કહેનાર દુશ્મન થાય, બીજું શું!'

અને 'બીજું શું'થી અધૂરું રહેલું વાક્ય સાંભળવા બધા એકકાને થયા. 'મહિને મહિને લોટ (બાફેલો) તો નહિ, પણ ખીચડું નાખતા હોય, તો ય ધૂળ નાખી. મૂકનારા મૂકી ગયા છે, કંઈ કોઈને ઘરમાંથી તો નથી કાઢવાનું ને?'

એક જણે સાખ પૂરી: 'મથુરભાઈનું કહેવું તો કંઈ ખોટું નથી. આ તો વરસમાં એક વાર ખીચડું નાખ્યું તો નાખ્યું, નહિ તો રામ તારી માયા!'

મથુરભાઈને ટેકો મળ્યો, એટલે એ ભાર દઈને બોલ્યા: 'મારું એ જ કહેવું છે ને, કે કૂતરાં ભૂખે મરી ચાલ્યાં, પણ કોઈ મોઢામાંથી એટલું કહે છે, કે છતે ધાને શું કરવા ભૂખે મારી નાખો છો?'

છગન ખેતરમાંથી ગાડું લઈને આવતો હતો. ખડકી-માં વળતાં ઓથો હોવાથી બેઠેલું કૂતરું ઠેઠ નજીક આવ્યા પછી જણાયું; એટલે એણે 'હડે–હડે' કરતાં બળદના અછોડા ખેંચી ઝાલ્યા, છતાં નજીક આવી પહોંચેલા બળદ ઊભા ન રહી શક્યા; પૈડું કૂતરાની પૂંછડી ઉપર થઈને ફરી ગયું. ચીસો પાડતું કૂતરું તે ઘડીએ નાઠું તો ખરું, પણ બીજે દિવસે મરણ પામ્યું. ગામના નિયમ પ્રમાણે એના ગુના બદલ છગને સવા મણ જાર ચકલાંને ચણવા આપી પાપનું પ્રાયશ્ચિત્ત કર્યું.

લોકો બધો ગુનો એના ઉપર ઢોળી પાડે તે પહેલાં મથુરભાઈએ, નીકે વહેતા પાણીને જેમ બીજી બાજુ વાળે તેમ, દલીલ જુદે રસ્તે વાળી. મથુરભાઈની વાતમાં સત્ય નહિ તો ય સત્યાંશ તો હતો. ધર્માદાના વહીવટકર્તા કૂતરાં–ખાતાની આવકનો વ્યય કરતા નહોતા; જો કે કૂતરાંને જિવાડવાં જ હોય તો ય એવી કોઈ સંસ્થા તરફથી

વરસમાં બે-પાંચ દહાડા ખીચડું નાખ્યે ભૂખમરો ઓછો ન થાય; લોકોએ જ એમનું પોષણ કરવું જોઈએ.

જવા દો એ વાત. એ બધી લાંબી ભાંજગડમાં પડવા આપણા લોકો ક્યારે નવરા હોય છે? એમને તો તમે કહો, કે 'હાથી દોરડા જેવો છે' તો ય 'હા,' ને હું કહું, કે 'ના ના, થાંભલા જેવો છે' તો ય 'હા.' પણ એમાં ય પરિસ્થિતિ સમજ્યા વગર જો તમે હા કહેવરાવવા જાઓ તો ખાંડ ખાઓ છો. તમે ને હું બંને હાજર હોઈએ, પણ મારું વર્ચસ્વ (ગમે તેવું સારું કે ખોટું) વધારે હોય, તો ખરી વાત હશે તો ય તમે 'હા' નહિ કહેવરાવી શકો; પણ મારી રૂબરૂ તમને હાર્યાનો વસવસો રહી જતો હોય, તો મારી ગેરહાજરીમાં તમે ફાવતો જવાબ મેળવી શકશો. 'એ તો એમની જોડે રાતદહાડો કામ રહ્યું, એટલે 'હા'એ 'હા' કર્યા વગર છૂટકો છે? નહિ તો તમારું ગારું છે એ કોણ નથી જાણતું? પણ આ તો તમારા સંતોષ માટે કહું છું, નહિ તો એની પાછળ બબડ્યે મારા કામને ઓછી હરકત નડે છે?'

આમ વહીવટકર્તાની ગેરહાજરીમાં પરિસ્થિતિ મથુરભાઈની તરફેણમાં હતી, એટલે તેમની વાત એક અવાજે બધાંએ ઉડાવી લીધી.

'ખરું પૂછો તો ધર્માદા વહીવટની પડી છે જ કોને? એના હિસાબનું ય ઠેકાણું ન મળે. ગામમાં કોઈ પૂછનાર

નહિ એટલે ખાધું એટલું બાપનું.' મનોરભાઈએ પોતાના મનનો ઊભરો કાઢતા હોય તેવો ડોળ કરી કહ્યું.

એટલામાં અચાનક ત્યાંથી ચુનીભાઈ નીકળ્યો, એટલે જીવાભાઈ તરત બોલી ઊઠ્યા : 'આ જુવાનિયાઓ આડાં-અવળાં ફાંફાં મારે છે, પણ જે કરવાનું છે, તે નથી કરતા.'

'શું કરવાનું છે?' ચુનીભાઈએ ઊભા રહેતાં પૂછ્યું.

ચુનીભાઈ પાસેથી કડવું સત્ય ઘણો વખત સાંભળવા મળતું, એટલે એકદમ કોઈ કંઈ બોલ્યું નહિ. મનોરભાઈને કહેવું નહોતું, પણ કહેવરાવવું તો હતું જ, એટલે એ બોલ્યા : 'કેમ જીવાભાઈ, કહીને રહી ગયા? કહોને, એમાં શું ખોટું છે?'

જીવાભાઈને ખાતરી હતી, કે આ મંડળ પાસે વાત કરવી એટલે કાલ ઊઠીને કામ ઊભું થાય તો સાક્ષીની વાત તો ઠીક, પણ છેવટ નામ આગળ આવ્યા વગર ન રહે; અને ગામડાનું મહાસૂત્ર તો 'સાર્વજનિક ગમે તેટલું નુકસાન થતું હોય, પણ સત્ય કહી ખોટું ન લગાડવું' એ રહ્યું; અને તેમાં એમને એટલો તો સંતોષ છે જ, કે 'આપણા બાપનું તો નથી બગડતું ને!'

એટલે જીવાભાઈ શું કહેવું તેનો વિચાર કરી બોલ્યા : 'બીજું શું? એ તો હું એમ કહેતો હતો, કે એક જણ કેટલું કામ પહોંચી વળે? પણ તમારા જેવા જુવાનિયા એટલું કામ કરી લેતા હોય, તો શું ખોટું! વહીવટ કરે

એની કંઈ ગનેગારી? વરસમાં બે-ચાર વાર ખીચડું બફાવી કૂતરાંને નંખાવો, તો એ કંઈ ઓછા ના કહેવાના હતા?'

ચુનીભાઈ તો લોકમાનસથી સારી રીતે પરિચિત હતો. એમના બોલવા ઉપર ભરોંસો રાખી જો કોઈ કામ ઉપાડે તો ઘરખૂણે મોટીમોટી વાતો કરી ટેકો આપનાર ભલા હોય, તો તટસ્થ તો શું, પણ વિરુદ્ધ ન ઊતરે એ જ મોટી મહેરબાની! ગામની સાર્વજનિક સંસ્થાઓનો થતો દુર્વ્યય તેની જાણ બહાર ન હતો; પણ તપ્યા વગરનું લોઢું ટીપી હાથ દુખાડવા એ તૈયાર ન હતો. એના મગજમાં કયા કામનો તા આવ્યો છે તે ખ્યાલમાં રહેતું; અને એ તા પૂરો થયા પછી કયા કામને તામાં નાખી તપાવવાનું છે એ ય તૈયાર રહેતું; એટલે કંઈ પણ બોલ્યા વગર એ ચાલ્યો ગયો; જો કે મૌન સેવવું એ એના સ્વભાવની વિરુદ્ધ હતું; પણ કરે શું?

એ વાત તો ચોક્કસ કે જે માણસ ખાનગીમાં જોર-શોરથી તમારી મદદે આવે તે જાહેરમાં તમને બિલકુલ ઉપયોગમાં નહિ જ આવે; અને એ જ પ્રમાણે ગઈ કાલે સર્વે વચ્ચે જોર કરી બોલતા મનોરભાઈએ ધર્માદા વહીવટ-કર્તા છોટાભાઈ મુખીને એ વાત સુધારાવધારા સાથે બીજે દિવસે સવારમાં કરી.

વાત સાંભળી રહી છોટાભાઈએ પૂછ્યું: 'ચુનીભાઈએ

કંઈ કહ્યું કે નહિ ?'

મનોરભાઈએ ખુશામત કરતાં કહ્યું : 'બીજાની વાત હોત, તો જેમ આવે તેમ બકત; પણ તમારા આગળ એનું શું ગજું ?'

છોટાભાઈનું મગજ કંઈ વિચાર કરતું હોય તેમ કપાળ પર કરચલીઓ પડી. એ બોલ્યા : 'મથુરભાઈનાં અધી રાતે કેવાં કેવાં કામ કાઢ્યાં છે, તે મારું મન જાણે છે. હમણાં બે વરસથી કંઈ લેવડદેવડ નથી, એટલે એ જાણે આપણે એમની શી ગરજ છે ?'

મનોરભાઈ : 'એના બાપદાદે કે'દહાડે એક ચાસ જમીને ય ધર્માદા કાઢી છે, તે ડહાપણ કરતો હશે ?'

છોટાભાઈ એનો જવાબ કેવી રીતે આપે ? એમના બાપદાદે ય ક્યારે કાઢી હતી ? ત્યાં સુધીમાં તો ગોકળભાઈ અને વીરાભાઈ આવતાં બોલ્યા : 'લો, તમારા મહેમાનને તેડતા આવ્યા.'

અને પાછળથી ભગવી કંથા ધારણ કરી, ખભે જ પોતાનો સરસામાન લાદેલા ત્રણ બાવાજીઓ આવી ખડા થયા.

એમને દેખતાં જ છોટાભાઈએ આવકાર આપ્યો : 'ઊઠ્યા ત્યાંથી આ નીકળ્યા સદાવ્રત લેવા. હવે બધા ખરું પેંધ્યા છે ! ઘરઘર માગી ખાવું એના કરતાં આ શું ખોટું ? સદાવ્રતનું ખાવું અને ધર્મશાળામાં પડી રહેવું.'

હિંદી જબાનમાં જ જાણે બોલવું એવો સાધુસમાજનો નિયમ થઈ પડ્યો હોવાથી ગુજરાતી સાધુઓ ખરુંખોટું પણ હિંદીમાં જ બોલે છે: 'મુખી સા'બ! હમારે મંગના હરામ હૈ. હમ તો રમતારામ–સદાવ્રત બિના કુછ નહિ લેતા.'

છોટાભાઈ: 'આવા તો દહાડામાં દશ આવતા હશે. પછી વહીવટ કરનારો ય શું મરે? આવે એટલાંને આપવા બેસે, તો પારે ય ન આવે. ના કહીકહીને મગજ પાકી જાય છે.'

વીરાભાઈ: 'સદાવ્રત તો કોઈ સંત–સાધુ–અભ્યાગત હોય તો ઠીક છે; નહિ તો બીજા તો આ વસ્તિ રહી, માગી ખાય.'

છોટાભાઈએ જીવનમાં એક સિદ્ધાંત સ્વીકાર્યો હતો-સગવડિયો, એટલે એ નવીન વિચારમાં સહમત થતાં બોલ્યા: 'ખરું પૂછો તો લઠ્ઠ જેવા આ બાવાઓને પોષ્યાથી તો દેશમાં ભિખારીઓનો રાફડો ફાટ્યો છે; અને તેથી જ મારું મન સદાવ્રતની રકમ આવે માર્ગે વેડફી નાખતાં પાછું પડે છે. રકમ હોય તો બીજાં કેટલાં ય કામ કરવાનાં પડ્યાં છે.' અને એનો અમલ કરતા હોય તેમ ઊભેલા બાવાજીઓને કહ્યું: 'સદાવ્રત આપવામાં મને કંઈ વાંધો નથી, પણ દરેકને આપવા જેટલી સગવડ નથી. કહેતા હો તો મારા ઘરમાંથી થોડો લોટ આપું. આખું ગામ પડ્યું છે. ફરો ને, કોણ ના કહે છે?'

ગોકળભાઈ: 'મરશે, આપો ને.'

છોટાભાઈ: 'આવું ખોટું ઉત્તેજન આપીને જ આપણે આ ફોજ ઊભી કરી છે ને? જાઓ, જરા રહીને આવજો, એટલે ચિઠ્ઠી કરી આપીશ.'

બાવાઓ પણ નવા શિખાઉ હોય તેમ જક કર્યા વગર ગયા.

છોટાભાઈએ પૂછ્યું: 'ગોકળભાઈ! ખરું કહેજો, હું કેટલા ય વખતથી નથી કહેતો, કે આ ધર્માદાનો વહીવટ બીજું કોઈ કરે તો સારું?'

'પણ એનું છે શું?' ગોકળભાઈ બોલ્યા.

'હોય શું ધૂળ? જ્યાં ત્યાં જેમના–તેમના ખોટા દેખાડવા. પેલો મથુર જરા પેલી ટોળીમાં ભળ્યો છે, તે કહેતો હશે, કે હિસાબનું ઠેકાણું નથી. આ કૂતરાંનો રોગ ગામેગામ નથી ચાલતો?'

પોતાના ગામમાં જ રોગ ચાલે છે કે નહિ, એ ગોકળ-ભાઈ નહોતા જાણતા; છતાં છોટાભાઈના પ્રશ્નના જવાબમાં ડોકું હલાવી હા પાડી.

છોટાભાઈ: 'ગામ મૂકી બીજું દીઠું હોય ત્યારે જાણે ને, કે બારનું ચોથ શું? કહે છે કે કૂતરાં ભૂખે મરી ચાલ્યાં તોય કૂતરાંનું ધર્માદા છે; છતાં ખીચડું નાખતા નથી. મારે મોંએ કહ્યું હોત ત્યારે તો ખબર પાડત. કૂતરાં–ખાતામાં તો ઊલટા મારા ત્રીસ રૂપિયા લ્હેણા છે.

ગઈ સાલ પિસ્તાળીસ રૂપિયા સિલક હતી અને તેમાં મોહન બારૈયા ઉપર ફરિયાદ કરી તેનો પોણોસો ખર્ચ આવ્યો.

એ તો એમ બનેલું, કે મોહન બારૈયો કૂતરાં–ખાતાની અઢી વીઘાં જમીન ખેડતો હતો અને છોટાભાઈની પાંચ વીઘાં ખેડતો હતો. મોહન, તમે જોયો હોય તો, સીધો અને સાદો લાગતો હતો. આજ સુધી એણે કોઈ નો પૈસો ધાલ્યો ન હતો, પણ ગઈ સાલ એનો જુવાનજોધ જેવો દીકરો મરી ગયો, ત્યારે પચાસ-પોણોસોનો ખર્ચ થઈ ગયો હતો, એટલે એણે પચીસેક રૂપિયા સાંથ બાકી રાખી હતી.

સાંથ ભરતી વખતે મોહને ચોખવટ કરી હતી: 'જુઓ, છોટાકાકા! કૂતરાં–ખાતાની સાંથ પહેલી જમે કરી દો. ધર્માદા દેવું ના હોય તેમ સારું. પચીસ રૂપિયા ખૂટે છે તે તમારા બાકી રહ્યા. એનું ખાતું પાડી લો, જોઈએ તો જેઠ મહિને વાછડો વેચીને આપીશ; નહિ તો આવતી સાલ તમારા રૂપિયા ભરી દઈશ.'

આ બધું ઘરખૂણે થયું ત્યાં સુધી તો કોઈ એ ન જાણ્યું, પણ એક દિવસ મોહનને ઘેર જપ્તી આવીને ઊભી રહી, ત્યારે બધાએ જાણ્યું, કે ધર્માદાની સાંથના રૂપિયાનો દાવો થયો તો ય મોહન હાજર નહોતો થયો ને જપ્તી આવી.

જપ્તી પાછળ જુદો ઇતિહાસ હતો. મોહન સીધો પણ સ્વમાની ખરો. વાત જૂની છે. મોહનના ભાઈને ત્યાં

છોટાભાઈ ઉઘરાણીએ આવ્યા હતા, તે વાતવાતમાં બેન-દીકરી સુધી જતા રહ્યા. પાડોશમાં રહેતા મોહનથી ન વેઠાયું એટલે એણે કહી દીધું: 'મુખી હો તો તમારે ઘેર રહ્યા, અહીં તો જરા સંભાળીને બોલજો. પૈસા તમારા ઘાલીને એ નાસી તો નથી ગયો ને? જાઓ, થાય એ કરી લેજો; કચેરી ઉઘાડી છે.'

છોટાભાઈ બીજું તો કંઈ ન બોલ્યા, પણ જતી વખતે એટલું કહેતા ગયા: 'કચેરી હજુ જોઈ નથી ત્યાં સુધી; ઘરનાં ઠોબરાં ય હરાજ થઈ જશે!'

'મારાં ઠોબરાં હરાજ કરનાર તો મરી ગયા!' મોહન સામે બોલ્યો.

'બતાવીશ ક્યા'ક દહાડો.' કહીને છોટાભાઈ ચાલતા થયા.

એ પછી તો રૂપિયા વસૂલ થઈ ગયા. એ વાત ઉપર દસ વર્ષનાં વહાણાંય વહી ગયાં. મોહનને તો એ વાતનો ખ્યાલે ય નહોતો, પણ છોટાભાઈ તો એ લાગમાં જ રહેતા.

ઉઘરાણી બાબત એમનો એક નિયમ હતો: ધર્માદા ખાતાની ઉઘરાણી પતે છતાં એ પોતે માગતા હોય ત્યાં સુધી પોતાના જ ખાતામાં એ જમે કરતા અને ધર્માદા ખાતાની રકમો બાકી રાખતા. મોહનની રકમ પણ એ નિયમ પ્રમાણે ધર્માદાને બદલે એમને ખાતે જમા થઈ ગઈ હતી.

સાંથનો દાવો કર્યો તેની નોટીસ ઉપર, મોહન અભણ

હતો એટલે, બીજાના સહીદસ્કત કરાવી પોતે જાતે ખિસ્સામાં મૂકી, અને જપ્તી આવી ત્યાં સુધી મોહનને ખબર જ ન પડવા દીધી.

માણસ ગમે તેટલો શાંત હોય, પણ આટલો બધો અન્યાય સહન કરે? જપ્તી આવી ત્યારે મોહન, છોટાભાઈ સામે ધારિયું લઈ ઊભો થયો. મોહનનું એ અવિચારી કૃત્ય સાંખે એટલા મોટા મનના છોટાભાઈ નહોતા એમ તો નહિ; પણ એ તો આજ એ સામે થયો, તો કાલ બીજો થયા વગર રહે? એટલે દાખલો બેસાડવા એમણે ફોજદારી કરી. બે-ચાર મુદતો પડ્યા પછી જેમ સેંકડે પંચોતેર ટકા માંડવાળ થાય છે, તેમ એ કેસની માંડવાળ થઈ; પણ એમના હિસાબ પ્રમાણે થયેલું પંચોતેર રૂપિયાનું ફોજ-દારી ખર્ચ કોણ ભોગવે? છેવટે પિસ્તાળીસ રૂપિયાની સિલકવાળા કૂતરાં-ખાતામાં એ ખર્ચ ઊધર્યું!

ગોળાને ગળણું મુકાય, કંઈ કૂવાને મુકાયું? છોટા-ભાઈએ વગર લેવેદેવે ધર્માદા-રકમ સારુ ભૂંડાશ વહોરી; છતાં લોકો તો દૂધમાંથી ય પોરા વીણ્યા વગર ક્યાં રહે છે? 'એટલી બધી લાગણી છે, ત્યારે દસ-દસ વરસના બાકી પડે છે એમનો દાવો કેમ નથી થતો? અને આ તાજા લેણાનો દાવો કર્યો? ધર્માદાને પૈસે પોતાનું વેર લીધું કે બીજું?'

આ વગર બીજો ય એક વાંધો હતો. એમને ત્યાં

ધર્માદાની સાતસોની કે હજારની રકમ સિલક પડી હોય, એ ય લોકને ખૂંચતી. કહે કે એનું વ્યાજ કેમ ન આપે? ઓછામાં ઓછું બેંકનું વ્યાજ તો આપવું જોઈ એ કે નહિ?

કોઈ ઉદાર મનનો દલીલ કરતો: 'આટલી બધી મહેનત કરે ને વ્યાજ જેટલી નજીવી રકમ એમના ઘરમાં રહે, તેમાં તમારી નજર ભરાઈ છે?'

પણ વિરોધ કરનારા કહેતા: 'તમે કંઈ બીજું જાણો છો કે એમ ને એમ બોલો છો? ધર્માદા બે-પાંચ સંસ્થાઓ છે, તેમાં એટલી મોટી સિલક પડી રહે છે; છતાં આ કૂતરાં–ખાતામાં ત્રીસ રૂપિયા દેવું કાઢે છે; તે જાણે પોતાના ઘરમાંથી કાઢ્યા હોય તેમ વ્યાજ લે છે, એ કંઈ સમજો છો કે નહિ?'

આ તો સિદ્ધાન્તની વાતો થઈ; પણ એ હિસાબને જોનાર તપાસનાર કોઈ નહિ, એટલે ચીવટથી કામ કરવું પડતું, કે રખે ને કોઈ એનો ધણીધોરી નહિ એટલે ભૂલ ન થઈ જાય. આમ એ ધર્માદા–સંસ્થાના પ્રમુખ, મંત્રી, ખજાનચી, તપાસનીશ, કુલમુખત્યાર વગેરે એકસામટા હોદ્દાઓથી છોટાભાઈ મુખી એટલા બધા દબાઈ ગયા હતા, કે પોતાના જ પક્ષના માણસો બેઠા હોય, ત્યારે વાતવાતમાં એ કહ્યા વગર ન રહેતા: 'હવે હું તો આ ધર્માદા–વહીવટથી કંટાળી ગયો છું, બીજો કોઈ હવે કરે તો સારું.'

અને એમને જોઈતો જ જવાબ મળતો: 'એ તો તમે

છો ત્યાં સુધી સારું છે, નહિ તો લોકો તો ધર્માદા–રકમ ક્યાં ય ગળી જવાના!'

મનોરભાઈ બોલ્યા: 'એ તો લોકોને વળ–કવળનું ભાન નથી, નહિ તો બારોબાર ધર્માદા–રકમ સારુ મોહન જોડે કોણ ભૂંડાશ કરે?'

છોટાભાઈ: 'મારી રકમ રહે એની મને ચિંતા નહિ, પણ ધર્માદા–રકમ ગેરવલ્લે પડે એ મારાથી ન વેઠાય. વહીવટ કરવો તો ચોખ્ખી દાનતથી, નહિ તો કરવો નહિ.'

× × ×

બેસતા વરસનો મંદિરનો અન્નકૂટ પૂરો થયો. સર્વે વેરાઈ જતા હતા, ત્યાં એક જણે કામ કાઢ્યું: 'કૂવા ઉપરની ગરગડિયો બધી ઘસાઈને જતી રહી છે, નવી નંખાવવાનું કંઈ કરો ને?'

બીજો બોલ્યો: 'એમાં વળી બધાંએ શો વિચાર કરવાનો છે? ગામાત રકમમાંથી ખરચ કરવાનું કોણ ના કહે છે?'

નરેન્દ્ર: 'પૈસા તો છેસ્તો, પણ એક હાથે કેટલું કામ થાય? શહેરમાં જે સંસ્થાઓ હોય છે, તેમનું કામ આપણા અહીંની પેઠે એકને માથે નથી હોતું. કામ કરવા એ પાંચ–દસ માણસનું મંડળ નીમે છે અને અહીં તો બધું ય છોટાકાકાને માથે. કેટલા ય વખતથી એ કહ્યા કરે છે, કે ધર્માદા–સંસ્થાનો વહીવટ કોઈ લે તો સારું; પણ એમાં

ય અનુભવનું કામ છે, એટલે નવો માણસ એકદમ શું કરી શકે?'

નરેન્દ્ર સહેજ અટક્યો ત્યાં સુધીમાં તો છોટાભાઈનું સારું બોલાય છે એટલું જ સમજી ગોકળભાઈ બોલી ઊઠ્યા : 'ખરું છે; એ તો કેટલા ય વખતથી કહ્યા કરે છે, પણ બીજો કોણ એવો નવરો હોય તે કરે?'

છોટાભાઈનું સાનમાં સમજી જતું મગજ કંઈક વિચાર કરતું હતું.

નરેન્દ્ર બોલ્યો : 'નવરા હોય તેથી ઓછું જ કામ થાય છે? બીજાને અનુભવ તો જોઈએ? પણ આ તો કામનું ભારણ ઓછું થાય, એટલે એમની દેખરેખ નીચે બીજા કામ કરે; એવું થાય તો ય કંઈ અડચણ ન પડે. ચાર માણસની એક સમિતિ નીમીએ, તેમાં છોટાકાકા પ્રમુખ રહે; બીજો એક જણ મંત્રી હોય, તે હિસાબ–કિતાબ રાખે. એક જણ જમીનખાતું સંભાળે, બીજો હોય તે આ ગરગડિયો જેવાં કામો કરવાનાં હોય તે કરે; એટલે કામે ય ઝટ થાય ને બોજો ય એકને માથે ન પડે.'

છોટાભાઈ હવે સમજી ગયા, કે પોતાની પાસેથી વહીવટ લઈ લેવાનું આ એક કાવતરું હતું. એ બોલ્યા : 'તમે બધા ભણેલા સમિતિઓ કર્યા કરો, અમને એમાં ન ફાવે. કંઈ કામ હોય ત્યારે બધાંને કંઈ ખોળવા જવાય?'

નરેન્દ્ર : 'બધાંને ખોળવાની જરૂર જ નહિ. દરેકને

જે કામ સોંપ્યું હોય તે કર્યા કરે. નવે વરસે ગામ ભેગું થાય, ત્યારે બધાંને થયેલા કામનો હિસાબ વાંચી સંભળાવે, તથા જે કામ કરવું હોય તેનો વિચાર કરે.'

છોટાભાઈ ધર્માદા—સંસ્થાના પૈસા વાપર્યા કરતા, એ વીરાભાઈને કેટલા ય વખતથી ખૂંચતું તો ખરું જ; આજે લાગ આવ્યો એટલે એ હિતેચ્છુ હોય તેમ બોલ્યા: 'છોટાભાઈ! એમાં તમને શો વાંધો છે? તમારે માથેથી કામ ઊતરશે, ને તમે કહો તેમ બીજા કર્યા કરશે.'

બધા કહે, ખાઓ તો ખાવા માંડે, બંધ કરો કહે તો બંધ રાખે, એવી વૃત્તિના ગોકળભાઈ બોલ્યા: 'એક વરસ કરી તો જુઓ, ના ફાવે તો આવતી સાલ હતું તેમ ને તેમ રહેવા દેજો.'

મથુરભાઈ: 'ગમે ત્યારે ય બીજાઓને ભોમિયા થયા વગર છૂટકો છે? એટલે છોટાભાઈ કહે એમ બીજા કરે એ શું ખોટું?'

આ પ્રમાણે હુમલો કરી પોતાનું ધાર્યું કરવા આગળથી પ્રચાર થયો હોય, તેમ બે—ચાર જણને મૂછોમાં હસતા છોટાભાઈએ જોયા. આ હુમલો કંઈ નવો ન હતો, પણ દર વખત જ્યારે જ્યારે લોકો ઊહાપોહ કરતા, ત્યારે ત્યારે પાછલા હિસાબની ભાંજગડમાં પડી જતા. 'હિસાબ તૈયાર છે, તમે જોવા આવો એટલી જ વાર,' આવો જવાબ આપી લોકોને છોટાભાઈ ઠંડું પાણી છાંટતા અને

મૂળ વાત પાછી તણાઈ જતી.

પરંતુ આ વખત તો કોઈએ પાછલા હિસાબની વાત જ ન કાઢી; એટલે પાછલા હિસાબને દટાઈ જતો જાણી છોટાભાઈ છેવટે એ વિચાર સાથે સંમત થયા; પણ પોતાના જ પક્ષના માણસો સમિતિમાં રહે તેવી યુક્તિ કરતાં એમણે કહ્યું: 'બીજા કરવા ખુશી હોય તો હું તો કે'દહાડાનો ય રાજી છું. જમીનની સાંથબાંથ ઉઘરાવવાનું હશે તો ગોકળભાઈ કરશે.'

પણ ત્યાં તો ગોકળભાઈ બોલ્યા: 'ના ના; મારાથી મારું જ કામ થતું નથી, ત્યાં વળી એ કેવી રીતે કરું? આપણે તો હવે પરવારી ઊતર્યા એમ જ માનો ને! જુવાનિયાઓને સોંપો એટલે ઉમંગથી કરે તો ખરા.'

પછી એ નવી સમિતિમાં છોટાભાઈ પ્રમુખ, નરેન્દ્ર મંત્રી, ચુનીભાઈ જમીનનો વહીવટકર્તા, મોહનભાઈ પરચુરણ કામ માટે, એમ યોજના નક્કી થઈ.

આ કામ પાછળ ચુનીભાઈનો ચાર માસનો પ્રચાર હતો; એટલું જ નહિ, પણ છોટાભાઈના પક્ષમાંથી યે ઘણાએ આંખ આડા કાન કર્યા હતા.

છોટાભાઈ તો અંદરઅંદર બળી રહ્યા હતા: 'મારા બેટાએ શી યુક્તિ કરી! મારું નામ પ્રમુખમાં રાખ્યું, એટલે ગોકળભાઈ ને વીરાભાઈ પણ વગર સમજ્યે હાએ હા કરવા મંડ્યા; પણ એમાં મારું શું રંધાયું?'

